# શદેવંત શાવળીગાના

આઠ ભવનો રશીક વારતા.

સરવે શોખીલા સજ્જનોને વાસ્તે.

છપાવી પ્રશીદ્ધ કરનાર.

શુ. મગનલાલ્લ વરજભુખણદાસ.



અમદાવાદમાં

રીચી રોડના રસ્તા ઉપર ચંપેલના નાકે ભઠ. મુલજી

દોલતરામના મકાનમાં "ન્યાયસાગર પ્રેસમાં" શા. મગનલાલ

વરજભુખણદાસે પોતાના છાપખાનામાં છાપી.

૩૭૭૩

# સદેવંતનેસાવળીંગાનાઆઠભવની રસીક વાર્તા.

દુહા—સમરૂ સરસ્વતી સારદા, માગુ હું મતી સાર; જેથી જાય મુરખ દશા. પ્રગટે જ્ઞાન નીરધાર. સત્યે રાજ રીધી મળે, સત્યે ઉગે ભાણ; સત્યે સુજસ પામે ઘણો, સત્યે કોટી કલ્યાણ. સત્ય થકી સજન ભલા, સત્યે વરસે મેહ; સત્યવંતતો સુખીયાસદા, દુઃખ ન પામે તેહ. સત્યવંત તમે સાંભળો, કથા કહું રસ ખાણ; યુકતી જુકતી એહમાં સમજો ચતુર સુજાણ.

ચોપાઇ—સદેવંતને સાવળીંગા તણી. વાત કહું ભવ આઠ તણી; સાંભળજો તમે દેઇ કાન, ના ભુલશો પોતાનું ભાન. હુંકારા વીણ વાત ન થાય.માગ્યા વગર ન પીરસે માય; મરણ વીના હસ્યું નાકુ થાય, લગન વગર ના ગીત ગવાય. શ્રોતા વકતા સુણજો સહુ યુકતી જુકતી જોડી કહું; સજન સાંભળીને હરખીત થાય, દુરજનનું મુખડુ કરમાય.

ચોપાઇ ત્રણ તાલની—એક સમે પારવતીને શીવ. કઇલાસનમાં ગયાં સદીવ, અસંખ્ય જુગની જોઇ વાટ તે બેઠા જઇ તેની માંય

કોઇ એક દીવસને વીશે શીવ પારવતી કઇલાસપુરીને વીશે બેઠયાં છે. તેવામા પારવતીજીએ કહેવા માડયું કે સ્વામી તમે મને દેશ શેહ અને વન દેખાડયાં પણ ઇસાન ખુણાનું વન દેખાડયું નથી માટે કૃપા કરીને તે દેખાડો.તેસાંભળીને શીવજીકહેછેકેશુંજોવુછેત્યાંતો પાણી અને પથર વીના બાજુ કાંઇ નથી, માટે હું મારૂં દયામાં મુકાને નહી આવું. તેવારે પારવતી બોલ્યાં જો તમે મને દેખાડશો

વા નહી આવો તો હું અલોપ થઇ જાઇશ એવું સાંભળ શીવ જીએ કહ્યું કે જો હુ તને દેખાડવા તો આવું પણ તે વનમાં અનેક પ્રકારનાં ઝાડ તથા ફુલ અને જાનવર દેખીને તું કોઇ પ્રકારની હઠ કરે ત્યારે. તે વારે પારવતી બોલ્યાં કે મહારે તો કાંઇ હઠ નથી કરવી એમ કહેવાથી મહાદેવ પારવતીને લઇને વનને વીશે ચાલ્યા જાય છે, એવામાં અડધે રસ્તે આવ્યા ત્યાં જુવે છે તો અનેક પ્રકારના ફુલની વાડી અને પથરમાંથી પાણી પણ ખળ ખળ નીકળે જાય છે. તથા કેટલાં એક પક્ષીઓ ઝીણે સ્વરે કરીને ગાય છે અને ઘણો સુગંધી પવન પણ મંદ મંદ વાયા કરે છે તેવું સુંદર વન જોઇને પારવતી ઘણો આનંદ પામી કહેવાં લાગીજે હે માહારાજ આ જગા ઘણી સરસ દેખાયછે પણ જ્યાંથી આ પવન થોડો થોડો આવેછે તે ઠેકાણે પાણી હોવું જોઇએ કારણકે, આવી ઠંડી લહેર આવે છે તે પાણી વગર આવે નહી તે સાંભળી માહાદેવ કહેછે અહીંયાં અસંખ્ય જુગની નાળીએરી સાતસેં પગથીયાંની વાવ્યછે, અને તેનું પાણી ગંગા નદી જેવું નીરમળ છે તે વારે પારવતી કહેકે એ વાવ્યમાં આપણે હવાખાઇએ તે સાંભળીને શીવજી પારવતીને લઇને તે વાવ્ય જોવા ચાલ્યા. તે જોઇ પારવતી ઘણી ખુશી થઇ અને કહેજે હે સ્વામી આવાવ્યનું પાણી મને પાઓ તે વારે માહાદેવે એક સાગના ઝાડનું પાંદડું લેઇને તેનો પડીઓ કરીને વાવ્યમાંથી પાણી ભરી લાવીને આપ્યું

દોહરો—શીવ જળ ભરીને લાવીયાને, વળી આપ્યુ પારવતીને હાથ; પીવા માંડયું તે કામની, તમ સુણજો સજન વાત.

જે વખતે પારવતીને માહાદેવજીએ પાણી લાવીને આપ્યું તે પીવા માંડેછે તેવામાં એક ઝાડ ઉપર બેઠેલા જાનવરનું પક્ષીબાળ

તે પાણીમાં દીઠું તેથી ઉંચે જોવા લાગી એટલે શીવજી બોલ્યા જે તું પાણી મંગાવીને પીતી નથી અને કેમ ઉંચુ જુવેછે નીચુ જો ઇને પાણી પીજા એટલે આપણ આપણે સ્થાનકે જઇએ. તે સાંભળી પારવતી કહેકે આ ઝાડ ઉપર જાનવર બેઠાંછે તે ઘણું શાણાં અને સમજુછે પણ હાલતો કંઇ ઉદાશમાં હોય તેમ લાગેછે માટે તેનું શું કારણ હશે. શીવજી કહે કે હે સ્ત્રી તેવાં વાંદરાંતો ઘણું કરે છે. એની વાત કેહેવા બેસું તો છ માસમાં પણ પુરી ન થાય તે સાંભળી પારવતીને રીસ ચડી તેથી પેલા પડીયામાં લાવ્યા હ તા તે પાણી ફેંકી દીધું અને માખીનું રૂપ લઇને શીવની જ ટામાં સંતાઇ ગઇ તેથી મહાદેવ પોતે ગાંડા થઇને ધુણવા લાગ્યા અને પારવતીની ખોળ કરવાને વનમાં ફરતાં ફરતાં જેમ જેમ પારવતીને ન દેખે તેમ તેમ વધારે ધુણવા માંડ્યુ.

દોહરો—પાત્ર પાણીનું ફેંકીયું ને વળી લીધો માખીનો વેશ, શીવજી પારવતીને ખોળવાને, કાંઇ ફરતા માંહેરૂ વેશ.

ત્યાર પછી શીવજી કાલાવાલા કરી કહે કે હું તારાથી થાકયો તું જે કહીશ તે કરીશ. એવું સાંભળીને પારવતી પોતાનુ મુળ સ્વરૂપ કરીને શીવ સામી ઉભી. હવે શીવજી કહે હે પારવતી તું કયાં ગઇ હતી તારા વગર તો હું ગાડો થઇ ગયો હતો, તે હવે તને દેખીને ભાન ઠેકાણે આવ્યુ છું તને ખોળી ખોળીને થાકયો માટે કયાંથી તું આવી? પારવતી કહે જે હું તો તમારી જટાને પા સેજ હતી હવે મને પેલા વાંદરાની વાત કહી સંભળાવો. હવે શીવજી કહે છે અને પારવતી સાંભળે છે.

ચોપાઇ—શીવ કહે તું સાંભળ નાર અનુક્રમે કહું આઠ અવ તાર; પેહેલો બ્રાહ્મણ બ્રાહ્મણી સાર, બીજો ચકવો ચકવી નરનાર ત્રીજે હરણો હરણી કહી. ચોથે મોર મોરડી થઇ. પાંચમે હંસ

હુસલી સાર, છઠે રાય રાણા અવતાર. સાતમે વાંદર વાંદરી થયાં વીજોગથી બહુ દખીયાં લહ્યાં. આઠમે થશે નર અવતાર, તે બધો કહુંછું વીસ્તાર; વીજોગ મટી થશે સંજોગ, દુખ ટળી થાશે સુખ ઘોક.

સોરઠો--ગયા સાત અવતાર, વીજોગે નર નારના; સજોગ અવસર સાર, આઠમો થાશે હવે. આ સાંભળીને પારવતી કહે જે આતો તમે માધ્યમ વાત કહી પણ તેના આઠ અવતાર શી રીતે થયા અને તે શા થકી વીજોગ થયા તે સરવ કહો નહીંતો સંતાઈ જઈશ. શીવ કહે અરે એકવાર તો સંતાઇ જઈને મારૂં દીલ ઉદાસ કરી નાખ્યું ને વળી એ શું બોલી તું કહે તેમ કરૂં મહાદેવ કહે છે.

દોહરો--આજ્ય ઓછંગ થકી થયા, પ્રગટ સારદા આપ; નારદ ત્યાર પછી થયા, મુની મહા પ્રતાપ. સશી સુકલપક્ષ તણો, દીન દીન વાધે જેમ; અબરક ઉછરે એમ, એ અતી પ્રમતીના તેમ; પુત્ર પુત્રી જયારે થયા પાંચ વરસની જોડ, બાળક હઠ લીધી રમત રમવાના કોડ.

પાંચ વરસનાં નારદને સરસ્વતી બે થયાં કોક સમાને વીશે રમત રમતાં બંને રોઇ પડયાં તે શબ્દે શીવજી ધ્યાન ચુકયા વેદ ભણતાં બ્રહ્મા ભુલ્યા અને સાભરમાનું પાણી ઉછળવા માંડયું ત્યારે બ્રહ્મા અને સાવતરીએ આવીને છાના રાખવાને ઘણાક ઉપાય કરયા લકટા, કામ્રકા, ભમરડા, મોર, ચકલી વીગરે ઘણાં રમકડાં આપ્યાં પણ રોતાં રહ્યાં નહી અંતે બ્રહ્માએ બે પુતળાઓ કરી તેમાં મરદની પુતળી નારદને અને સ્રીની પુતળી સરસ્વતીને આપી તે જોઇને છાનાં રહ્યાં.

દોહરો--નગર નામ ધારાપરી, વસે વીપ્ર ત્યાં એક; તેને નહી

પેટ સંતાન કંઈ, માટે ધર્યો વીવેક. પાડોશી પણ તેહનો; હતો વાંઝીયો આપ; તેપણ દીન રંજન કરે, ઉરમાં આની વીલાપ. તપ આદરીને અજ તણું, ઉર ધરી આશ અપાર; વીચાર કરીને બેવળા, બ્રાહ્મણ વન મોઝાર.

આ બે બ્રાહ્મણને તપ કરતાં ઘણાક દીવસ થયા ત્યારે બ્રહ્મા પ્રસન થઈ માગો મ.ગો બોલ્યા ત્યારે એકે પુત્ર માગ્યો ને બીજા એ પુત્રી માગી, બ્રહ્માએ કહ્યું કે તમારા કરમમાં નથી તે ક્યાંથી આપું ત્યારે બંને બોલ્યા કે તમારા જેવાં મળે કરમ આગળ રહ્યું ત્યારે તમે દેવ શાના? છેવટ પેલી બે પુતળીઓ આપી એટલે ખુશી થઈને ઘેર ગયા ને સ્ત્રીને નવ મહીના વીતે પુત્ર થયો ને બીજાની સ્ત્રીને પેટે પુત્રી થઈ. આ બંને બાળક સાત સાત વરસનાં થયાં એટલે પરણાવી દીધાં પછી પુત્ર અગીયાર વરસનો થયો ત્યારે કાશીએ ભણવા મોકલ્યો ત્યાં વિદ્યા શીખીને ધન રળીને પોતાના ઘર તરફ આવે છે એટલામાં એક ગામ આવ્યું ત્યાં તેનો સસરો મળ્યો તે પોતાને ઘેર લઈ ગયો અને તેના સારૂં રસોઈ કરવાની છોડીને તેના સ્વામી પાસે મોકલી. ભટજી સ્ત્રી એકાંત ઠેકાણે જઈ સુઈ રહ્યાં પણ સંસારની વાતમા ભટજી સમજ્યા નહી ત્યારે સ્ત્રીએ તેને શાખવ્યો હવે કેટલાએક દીવસ પછી પોતાની સ્ત્રી સાથે લઈને બાપના ગામ તરફ જાયછે. રસ્તામાં બનેને બહુજ તરસ લાગી પણ પાણી કાંઈ દીઠું નહીં પછી એક બાવાની તુંમડીમાં પાણી દીઠું તે માગવાથી બાવાએ આપ્યું તો ખરૂં પણ તે નવટાંકને આશરે હતું તેથી સ્ત્રી કહે કે પાણી તમે પીઓ અને પુરૂષ કહે કે તું પી એમ કરતાં કંઠ સુકાયાથી બંને મરણ પામ્યાં એવામાં પારવતી બનેને મરેલાં જોઈ શીવને કહેવા લાગી જે આને સજીવન કરો ત્યારે શીવ કહે સજીવન કરૂં તો ખરો પણ આગળ પાછળ મને નડશે માટે તું હઠ મુકી દે.

પારવતી કહે ગમે તે થાય પણ એ બંનેને જીવતાં કરો. પછી પાણી મંતરીને છાંટયું એટલે સજીવન થયાં અને તુંમડી હતી તે શીવના પ્રભાવથી પાણીથી ભરાઇ ગઇ તે જોઇને બ્રાહ્મણે પોતાની જોળીમાંથી લાડવા હતા તે કહાડીને ખાધા અને તુંમડીમાંથી પાણી પીધું અને ગામની ભાગોળે આવીને શીવના દેહેરામાં ઉતરયા. એવામાં વીસય કરવાની તેમની મરજી થઇ જગાની સંકડાશને લીધે શીવનું લીંગ તેમને અડચણ કરવા લાગ્યું તે ઉખેડી નાંખ્યું અને ભોગ કરવા મંડયાં.

છપ્પો—કામીને નહી શરમ, કામી જન ધરમ ન ધારે; કામીને નહી લાજ, કામી જન મરે ને મારે; કામીને નહી ભાન, કામી તે કાંઇ ન વિચારે; કામીને નહી સુખ, જ્યારે કામાતુર થાએ. કામી કરમ કરે ખાટું ન ગણે પુન કે પાપ; કામી સમા પાપી નહી, કહું છું સાચી વાત.

તે વારે શીવજી પારવતીને કહે જે મેં તને કહ્યું નહોતું કે આને જીવાડવાથી હરકત કરશે. જો મારી મુરતી એણે ઉખેડીને ફેંકી દીધી. તે વારે પારવતી કહે કે તમે તમારૂં સ્વરૂપ બદલીને તેના પાસે જઇ ખીજવો. પછી શીવજી બાવાનો વેશ લઇને દેરામાં આવીને કહે અરે દુષ્ટ તમે નીકળો નહીતો શરાપ દેઇશ. પેલાં બંને જણ કહે જે અહીયાં તારા બાપનું શું થાકે છે એ રીતે કહીને બંને જણ મારવા મંડયા તેથી શીવજીએ શ્રાપ દીધો કે તમારા સાત ભવ વીજોગમાં જશે. તે સાંભળતાં વાંતજ બે જણાં ભાન વગરનાં થઇ ગયાં અને ત્યાંથી બેઠા થઇને વીચાર કરવા મંડયા કે આપણે કાશીએ જઇને કરવત મુકાવીએ એવો વીચાર કરતાં કરતાં વાહાણું વહી ગયું ને તે દેરાનો ધણી ગામમાં આ

વાનું લેવા ગયો એવામાં રાજાનો કુંવર રમવાને નીકળ્યો હતો તે ત્યાં આવી ચડ્યો ને સ્ત્રીને જોઇ કામ વશ થયો અને કહે જે તું મારી રાણી થા અને મારે ઘેર ચાલ. જો સમી રીતે આવીશ તો ઠીક છે નહી તો જબરાઇથી લઇ જઇશ. તે સાંભળી સ્ત્રીએ વીચારયું કે હમણાં તો ગયા વગર છુટકો નથી એમ ધારી તે કુંવરની સાથે ગઇ અને કહે જે હાલ મારે છ માસનું વરત છે કુંવરે તેને એક મોહેલ રેહેવા સારૂં આપ્યો. હવે તેનો ધણી આવીને જુવે છે તો પોતાની સ્ત્રી દીઠી નહી તેથી દુઃખ પાડ્યો અને કાશીએ જઇ કરવત મુકાવ્યું. હવે એક રાતે પેલી સ્ત્રી મોહેલમાંથી નીકળી પુરૂષનો વેશ પેહેરીને ઘોડે બેઠી તેને એક રાવત દીઠી તે પાછળ પડ્યો થોડેક દુર ગયા પછી પેલીએ રાવતને દીઠો ત્યારે વિચારયું કે આ મારૂં શીર કપાવશે માટે એને બોલાવું તો ખરી એમ ધારીને કહ્યું કોનું કોણ છે. રાવત કહે હું રાજાનો ચાકરછું પણ જો તું મારી સ્ત્રી થાય તો તને કાંઇ દુઃખ આવવા નહી દેઉ ત્યારે તેણે વિચારયું કે હાલ તેની મરજી મુજબ હા કહું ને પછી એનો પણ ઘાટ ઘડીશ એમ ધારી તેને સાથે રાખ્યો તેવામાં એક ગામ દેખીને પેલા રાવતને કહ્યું કે ખાવાનું લઇ આવ. પેલો રાવત ભરૂંસો રાખીને ગામમાં ગયો તેજ વખતે પેલીએ ઘોડો સરકાવી દીધો તે કાશીએ ગઇ ત્યાં જઇ કરવત વાળાને પુછ્યું કે ભાઇ અહીં કોઇ બ્રામણ આવ્યો હતો તે વેળા કરવતવાળો કહે કે હા એક આવ્યો હતો તેને મહાદેવે સરાપ દીધો હતો કે તારા સાત ભવ વીજોગે જશે તેથી તેણે મને કહ્યું કે મારો સ્રાપ નીવારણ કરવા કરવત મુક તેવારે મેં કહ્યું કે મહાદેવજીનો સ્રાપ મટશે નહી અને તું કરવત મુકાવીશ તો એક

ભવનું ફળ દેહ મુકયાનું મળશે એમ કહીને કરવત મુકાવ્યું તેને થો-
ડી વારજ થઈ છે તે સાંભળીને તે સ્ત્રીએ પણ ઘોડો ને બી-
જો સામાન ધરમ કરીને પોતે પણ કરવત મુકાવ્યું ત્યાંથી મરીને
બંને જણ ચકવી અને ચકવો થયાં ને વનમાં રહેવા લાગ્યાં. એ
વામાં તે બંને એક ઝાડની ઘટા ઊપર બેઠાં છે ત્યાં એકદમ દવ
લાગ્યો તે બળતાં બળતાં ઝાડની નજીક આવ્યો અને તે પણ
બળવા માંડયું તેથી તેના પાંદડાં બળી નીચે પડવા લાગ્યાં તે માં
હો માંહે એક બીજાને કહેવા લાગ્યાં.

દોહરો—પાન વછુટયાં જોને ડાળશું ને વળી સુણો વનના
રાય; અબ આપન કબ મીલીંગે હમ દુર પડંગે જાય.

પાંદડાં કહેછે અરે ભાઈ આપણે જુદા પડીએ છીએ તે હવે
કયારે મળીશું ત્યારે ઝાડ બોલ્યું કે આપણું મળવું તો ઘણું મુ-
શ્કેલ છે કારણ કે તેમાં આપણો કાંઈ ઉપાય ચાલવાનો નથી
કે અંહીંથી બચીએ પણ પેલાં જાનવર બીચારાં બેઠાં છે તે કાં-
ઈ કરતાં ઉડી જાયતો જીવતાં રહે.

દોહરો—દવ બળતો તે દેખીનેરે, કાંઈ તરૂવર ડગે સુણરાય;
અમતો બળીએ પાંખો વીના, ભુંડા પંખી ઉડી કેમ ન જાય.

ઝાડ કહે છે હે પંખી તમે પાંખો વાળાં છો તે ઉડી જાવ અ
મારે પાંખો નથી માટે બળીશું. પંખીએ કહ્યું કે.-

દોહરો—ફળ ખાધાં ને વળી ઘર કરયાં ને વળી બેશીએ રોજ
તમારી ડાળ; તમે બળોને હમ ઉડાયે તે પ્રીત કેમ પરખાય;

હે તરૂવર અમે નીરંતર તહારાં ફળ ખાઈએ અને વળી તાહા
રા ઉપર ઘર કરીને રહીએ, તાહારી ડાળ ઉપર બેશીએ અને હવે
તું બળે ને હમે જીવીયે એ વાત ઠીક નહી માટે હમે તો તમારા
ભેગાં બળીશું.

દોહરો—હળદી તો જરદી તજે ને વળી ચુનો તજે સફેત; દો નું મીલે કંકુ ભયા માટે બલીહારી તેનું હેત.

પંખી કહે છે હે બાઇ સાંભળ જેમ હળદરને ચુનો ભેગાં થાય છે તે વેળા હળદરની પીળાસ મટી જાય છે અને ચુનાની સફેતી મટી જાયછે ને પછી કંકુના જેવો લાલ રંગ થાયછે માટે હમે પણ તેવીજ પ્રીતી કરનારાં છીએ તે કેમ ઉડી જઇએ. એમ કહીને બંને બળી મુઆં ત્યાંથી ત્રીજા ભવમાં હરણ અને હરણી થયાં તે ઘાસ ચરવાને જાયછે તેવામાં એક પારધીએ તેમને ઘેરયાં તે વેળા હરણો કહે છે.

દોહરો-પાપી પારધી કયાંથી આવીઓને કાંઇ લેવા હમારારે પ્રાણ વગરવાંકે અમને મારીશ તો તેમાં તાહારૂ શું સરશે કામ.

પાપી તું અમારા વગર વાંકે પ્રાણ લેવાને કયાંથી આવ્યો અમને મારવાથી તારૂં શું સારૂ થશે તે સાંભળી પારધી• કહેછે.

દોહરો—હુંતો પાપી છું નહીં પણ કાંઇ મોકલો રાજાએ મને અહી ભક્ષણ કરવા તેહને હુંતો લઇ જઇશ તમને તાંહી•

હે હરણ હુંતો પાપી નથી પણ રાજાએ મને મોકલ્યોછે તેથી હું તમને તાંહાં લઇ જઇશ એમ કહેછે તેટલામાં હરણો કુદકો મારીને નાહાશી ગયો અને હરણી પકડાઇ ગઈ તેને ઝાલીને લઇ જાયછે તે વારે હરણી બોલી.

દોહરો—બાઇરે વીરા મારા પારધી તું કાંઇ દયાકરી મને છોડ સ્વામી માહારો નાશી ગયો કે જેથી ભાગી પડી મારી જોડ.

એવી રીતે હરણીનું બોલવું જોઇને પારધીને દયા આવી તેથી તેને છોડી દીધી પછી તે હરણી હરણને ખોળવાને નીકળી. એક પરવત પાસે તે હરણને મુવેલોદીઠા તેથી પોતે પણ માથુ કુટીને મરણ પામી ત્યાંથી મરીને હંશ હંશલી થયાં તે એક દીવશ વન

માં રમવાને નીકળ્યાં હતાં તેવામાં એક મોટો નાગ આવ્યો તેણે તેને ગળી ગયો તે વખતે બને જણે પરમેશ્વરનું નામ સંભારયુ તેથી, મરીને હંસનો જીવ દેવપુર નગરને વીશે સતવાન રાજાની કુ-રમતી સ્ત્રીને પેટે દીકરો થયો તેનું નામ વલભ પાડયું અને હં સલીનો જીવ રામપૂર નગરને વીશે સુંદર રાજાની સુંદર સ્ત્રીને પેટે દીકરી થઈ તેનું નામ ગુણવંતી પાડયું હવે તે ગુણવંતીના બાપે તેનો વીવા તે વલભ કુંવરના સાથે કીધો અને તેની માએ તથા તેના ભાઈએ અને કાકાએ જુદે જુદે ગામ વીવા કીધા એ વામાં લગનને વીશે તે ચારે જણ પરણવા આવ્યા તેઓ માંહોમાંહે લ-ડવા મંડયા તે જોઈને ગુણવંતી કન્યા ક્રોધ કરીને વીચારવા લાગી જે માહારા વાસ્તે આ બધા લડી મરેછે માટે મને ધીકારછે એમ ધારીને અગ્નીમાં બળી મુઈ તેની સાથે એક જણ મોહ કરીને ભેગો બળી મુઓ અને બીજો રાજ છોડીને દેસાંતરે નાશી ગયો ત્રીજો તેનાં હાડકાંને રાખ ગંગામાં વેવરાવી આવ્યો અને ચોથો વલભ નામનો કુંવર પોતાને ઘેર જઈને સ્ત્રીનો પીંડ મુકીને જમવા લાગ્યો, હવે જે દેશાવર નાશી ગયો હતો તેને વનમાં ફરતાં ફરતાં એક જોગી મળ્યા તેને કહે જે હે માહારાજ હું દુઃખીઓછું માટે આજની રાત તમારા મઠમાં સુવાદો બાવો કહે આ સામી ઝુંપડીમાં સોજા પછી સુતો. મધરાતને સમે ચેલાને ઉંઘેલો જાણીને બાવો ઉઠીને એક ભોંયરામાંથી મડદું લાવ્યો તે મડદુ એક બાદશાહની ઓરતનું હતું તે જોગી કબરમાંથી કહાડી લાવેલો હતો તે દહાડે ભોંયરામાં મુકી આવતો અને મધરાતે પોતાના મઠમાં લાવીને અમરીત છાંટી સજીવન કરીને તેની સાથે ભોગ કરતો તે પેલા રાજાના છોકરાએ દીઠું એટલે બીચાર કરવા લાગ્યો કે આ જોગીએ જે પાણી છાંટયું તે ક્યાંથી

અને કયાં મુકે છે તે જોવું જોઇએ એમ ધારી હળવે રહીને બા હાર નીકળી જોગીને અમરતનો સીસો મુકતો દીઠો તે જોઇને પો તે સુઇ રહયો. સવારમાં જોગી ફરવા નીકળ્યો તે વેળા પેલા રાજ કુંવરે છાનોમાનો અમરતનો સીસો બાવાના મઠમાંથી ચોરી લી ધો અને જયાં સ્ત્રી બળી મુઇ હતી ત્યાં આવીને સીસામાંથી અ મરીત છાંટયું એટલે બંને બળી મુવેલાં સજ થઇને ઉઠયાં તે વાતની આખા ગામ ખબર થવાથી પ્રથમની પેઠે ચારે જણ એ કઠા થઇને જુધ કરવા માંડયું તેવામાં તે કન્યાના બાપે નગરમાં થી મોટા ને હુંશીયાર સાહુકારોને બોલાવીને કહ્યું કે તમે પંચા ત કરો જે આ કન્યાનો વર ખરેખરો કોણ. તે સાંભળી પંચા તીએ ખુબ વીચાર કરીને કહ્યું જે સાંભળો. જેણે જીવતાં કરયાં તે તો બાપ થયો અને જે નદીમાં નાખી આવ્યો તે દીકરો થયો દીકરો હોય તેજ વોહોરાવે અને તેના ભેગો બળી મુવો હતો તે પાછો તેનીજ સાથે જન્મ પામ્યો તેથી તેતો ભાઇ થયો અને જે પીંડ મુકીને ખાતો હતો તે સ્વામી થાય, માટે તેને પરણા વવી જોઇએ એ રીત પંચાતીએ ઇનસાફ કીધો ત્યારે રાજાએ વલભકુંવરને તેની દીકરી પરણાવી તે પોતાના નગરમાં ગયો. એ ક દીવસ તે સ્ત્રી ભરથાર બંને જણ ગામ બાહાર હવા ખાવાને ગયાં છે, ત્યાં એક મોટો વાઘ આવ્યો તે રાજકુંવરને મારી નાં-ખીને જંગલમાં લેઇ ગયો. એટલે રાણી જંગલમાં ખોળવા ગઇ તે ઘણા દીવસ સુધી તરસી ફરતી ફરતી એક પહાડની નજીક આવીને વિચાર કરેછે કે કદી વાઘ મારા સ્વામીને ખાઇ ગયો-તો નહી હોય એટલામાં એક ચોરે તે બીચારીને લુંટી લીધી તે-થી ઘણું દુઃખ પામીને એક કુવામાં પડીને મરણ પામી તે વાંદ-રી થઇ. ને રાજકુંવર પણ મરીને વાંદરો થયો તે વાંદરાને વાંદ-

રી આ ઝાડ ઉપર બેઠાં એજ છે. એ જીવોને તમારા સ્રાપથીજ આજ શુધી દુઃખ પડયું માટે હવે તો તેમને વીજોગ ટાળી શુખી કરશો ત વારે મહાદેવજી કહે જે હે પારવતી તું ધીરજ રાખ હવે એમને ધીરે ધીરે સુખ થશે.

દોહરો—ધીરે ધીરે રાવતાતે, ધીરે ધીરે સબ કુચ હોય; માળી સીંચે શોગણા પણ, રત વીના ફળ ન હોય.

શીવ કહે, પારવતી ધીરે ધીરે સઘળુ કામ થાય છે. માળી ચાહે તેટલું પાણી ઝાડને સીંચે પણ રૂતુ વીના ફળ કદી થાયજ નહી માટે જે વારે એમને માણસોનો ભવ હવે આવશે ત વારે સુખ અને સંજોગ થશે. ત્યારે પારવાતી કહે હે મહારાજ તેમને માણસોનો ભવ તમ આપો. તેવારે શીવ કહેછે જે આ વખત અમરત ચોઘડીઉ છે માટે હમણાંજ આ વાવમાં એ બંને જણ પડે તો માણસ થઈ જાય એવો આ વાવનો મહીમા છે.

દોહરો—ઊંચા તારા ટગમગે, ને વળી નીચેરી મહાજળ વાવ, તેમાં પડે દો જનાવરાં, તો વળી સરજે નરને નાર.

ચોપાઈ—સરજે નરને નાર, વળી ઇશ્વરતો એમ કહે, એ નાગીએરી વાવ, અવતાર તો અમર રહે. આપી સીંહાસન રાજ કરે ચકવે, અનેક જુગ વહીજાય અવતાર તો અમર રહે.

એવી રીત કહી પારવતીને લેઈને ત્યાંથી ચાલી નીકળયા, શીવે કહેલું પેલી વાંદરીયે સાંભળું. વાંદરાના સાંભળવામાં આવ્યું નહી તેથી વાંદરી વાંદરાને કહેછે.

દોહરો—સાંભળ ભુંડા વાંદરાને, તારૂં હઈયું રાખ નીરધાર; પડિયે અમરત વાવમા તો વળી, આવે મનુશ અવતાર.

હે વાંદરા આપણને શીવે કહયુ તેથી વાવમાં પડીયે તો મ થઈયે. વાંદરો કહેછે.

દોહરો—દેહી પોતાની બાળી કરીને, ખાવો ચોળે જોને રાખ વાંદરી મ જોણો ઇશ્વરા રે, એવા લંગોટા ફરે જોને લાખ.

સ્ત્રી એમને ઇશ્વર કેમ કહેવાય એવા તો રાખ ચોળી જટા વધારી લંગોટા વાળી ઘણાએ ખાવાએ રખડેછે માટે હુ તો નહી પડુ જો એવાનું કહયું કરીયે તો જીવ ખોઇએ.

પછી વાંદરીએ ઘણુંએ કહી સમજાવ્યો પણ વાંદરાએ માન્યું નહી એટલે થાકીને વાંદરીએ તે વાવનાં શ્રીરામ કહીને પડતુ મું કયું પડતાં વાંતજ સોળ વરસની ઇંદ્રના ઘરના જેવી અપછરા થઇ રહી તેમાં પોતે નગન શરીરે ઉભી છે પછી વાંદરો તે સ્ત્રી જોઇ મહા મોહીત થઇ ગયોને પોતે તેની પાછળ વાવમાં પડવા માંડયુ એટલ સ્ત્રી બોલી.

દોહરો—સાંભળ ભુંડાં વાંદરાને, વળી હવે માં ભરતો ફાળ; અમરત ચેઘડીયું વહી ગયુ ને, હવે સામો ઊગતો કાંળ.

હે ભુંડા વાંદરા હવે તું પડીસ તો મરી જઇશ કારણકે પળ ગઇ જો તું મારી સાથે પડયો હોત તો તારૂ કામ થાત એવું સાંભળી વાંદરો મનમાં ઘણો પસ્તાઇ શોક કરવા લાગ્યો ને સ્ત્રીને કહે છે.

દોહરો—અમે તે વન કેરા વાંદરાને, વળી ફરીએ તે ડાળે ડાળ તુંરે વાંદરાની સુંદરી તને લઇ જાશે ભુપાળ.

હે ભુંડી હવે મારા શા હાલ થસે તને તો આવી રૂપવંતી જોઇ રાજા લઇ જશે ને મારે તો ડાળે ડાળે ભટકવું પડશે. ત્યારે સ્ત્રી બોલી કે તું શીદને ચિંતા કરે છે તને મુકીને હું કદી જઇશ નહીં તુ પેહેલેથી તક ચુકયો ને હવે વીમાશે શું વળે હવે તો તું વનમાં જઇ વનફળ લઇ આવે તો આપણે બને ખાઇએ. પછી વાંદરો વનમાં ફળ લેવા ગયો એવામાં હીરાશેન રાજા મનરે

જોગી પ્રધાન તથા એક ગાંયજો ત્રણે જણ શીકાર રમી પાછા ઘેર જતા હતા તેઓ વાવ્ય ઉપર આવ્યા ને વાવ્યની પાશે એક વૃક્ષ હતું ત્યાં જઇ બેઠાં ને રૂપાની ઝારી ઘાંયજાને આપી તેને વાવ્યમાં પાણી ભરવા મોકલ્યો પછી ઘાંયજો ઝારી લઇ જેવો વાવ્યમાં એક બે ને ત્રણ પગથીમાં ઉતરયો એટલે પેલી સ્ત્રીએ ઘાંટા કહાડીને કહ્યું કે ખબરદાર કોણ આવે છે તે ઘાંયજાએ ઓચીંતો અવાજ સાંભળ્યો ને બીન્યો તેથી હાથમાંથી ઝારી પડી ગઇ.

સોરઠો—ખડખડ ઝારી હાથથું પડી માથેથી પાઘડી ઉડી પડી જોડા વીસારી ત્યાં તે રહ્યો, બુમ પાડી રાજા આગળ ગયો.

ઘાંયજો ધ્રુજતો ધ્રુજતો ઉઘાડે માથે રાજા પાશે આવ્યો રાજાએ પુછ્યું, પાણી લાવ્યો. ઘાંયજો કહે મહારાજ બળ્યું તમારૂં પાણી હું તો મારા છોકરાના નશીબે માંહીથી જીવતો આવ્યો હું માંહી ઉતરયો ને એકા એક એવો મોટો ભયંકર અવાજ થયો કે તે સાંભળ્યા છકા છુટ્યા ને ઝારી હાથમાંથી વાવ્યમાં પડી ગઇ પાઘડી માથેથી પડી ગઇ ને મારા જોડા મુકી નાઠો છું તે હજુએ સમો વળ્યો નથી. તે સાંભળી રાજા ઢાલ તરવાર લઇ વાવ્ય ઉપર આવ્યો ને વાવ્યમાં એક પગથીયું મુકીને બીજે પગથીએ ઉતરવા કે મહીંથી ગણગણાટ કરતો અવાજ થયો તે સાંભળી ત્યાં રાજા ખમચાઇને ઉભો રહ્યો પછી સ્ત્રી માંહેથી બોલી કે કોણ આવે છે હું નગન છું રાજાએ કહ્યું ડાકણ છે ચુડેલ છે ત્યારે તે બોલી કે હું દુખની મારી સ્ત્રી છું પણ અણવસ્ત્રી છું ને તમે પુરૂષ છો તેથી તમને ના કહું છું પછી રાજાએ પોતાને ખભે દોપટો હતો તે વાવ્યમાં નાખ્યો એટલે તે લેઇ પેહેરીને ઉભી રહી. પછી રાજા હીમત ધરીને વાવ્યમાં ઉતરયો ને જુવે છે તો મહા રૂપ-

વંતી કોઇ ઇંદ્રની અપછરા જેવી સ્ત્રી દીઠી તેને જોઇ રાજા અંજાઇ ગયો અને સ્ત્રીને કહયું કે તું મારી સાથે ચાલ હું રા જાકું તારે જે જોઇયે તે હું આપીસ સ્ત્રીએ કહયું કે તમે મને વચન આપો પછી રાજાએ વચન આપ્યું એટલે સ્ત્રીએ કહયું એક વાંદરો છે તે મારો પ્રાણ છે તેને સાથે રાખવો તે બીજું એક હું તમારી સાથે છ માસ પછી લગ્ન કરીશ રાજાએ કહયું કે એમ કરજે પછી ધાવણે રાજાના કહેવા પ્રમાણે ગામમાં જઇ રથ લઇ આવ્યો એટલે રાજા સ્ત્રીને કહે છે કે આમાં બેસો હવે પેલો વાંદરો વનમાં ગયો તે નથી આવ્યો માટે સ્ત્રી વાર કરે છેકે જો તે આવે તો હું તેને સાથે તેડી જાઉ ને રાજાઉ તાવળ કરેછે. પછી સ્ત્રી હાથ જોડીને વાવ્યને અરજ કરેછે કે હું હવે તારા દરશન કયારે કરીશ એમ કહી વાવ્યને કહેછે.

દોહરો—છેલસંગી વાવડીને, વળી રહીગઇ ઠામો ઠામ; તારાંરે જળ હવે નહીરે પીઉને, જો હોત હમારે ગામ. છેલ સંગીતા વાવડીને, જુગતે બંધાવીરે જોય; સોનેજડાવુ તારા પગથીયાંને, વળી નગર અમારેરે હોય.

હે વાવ્ય માતા તું મારે નગરે આવતી હોયતો તારાં પગથીયાં સોને જડાવું એટલામાં રાજાએ હાક મારી પણ પેલો વાંદરો ન આવ્યો પછી પોતે બહારજઇ રથમાં બેઠી એટલે શીપાઇઓએ પડદા નાખી દીધા ને રાજા ગામ ભણી ચાલ્યો. એવામાં પેલો વાંદરો ફળ લઇને આવ્યો તો સ્ત્રી દીઠી નહી એટલે શોકાતુર થઇ ફળ બળ નાખી દીધાં ને કુદકો મારી ઝાડ ઉપર ચડ્યો લાંબી નસરતે જુવેછેતો રથ જતો દીઠો તથા જાણ્યું કે મારી સ્ત્રી જાય છે, પછી પોતે ચડાવી પુંછડું ઉંચુ કરી કુકાહુક કરતોને દાંત ક—

ચડતો ધેકડા મારતો ચાલ્યો ને રથ પાસે આવીને ક્રોધ કરી રથ-
ઉપર જાયછે એટલે શીપાઈએ તેને હાંકવા માંડયો, તેથી વધારે
રોસ કરી શીપાઈ ઉપર દાંત કચડતો સામો ધસવા લાગ્યો એવા
માં સ્ત્રીએ અવાજ સાંભળ્યો એટલે રાજાને કહ્યું કે હે માહારાજ
તમારૂ વચન તે આવુંજ કે રાજાએ શીપાઈઓને વારયા કે તમે
એને મારશો નહીં. એવામાં સ્ત્રીયે પડદો ઉઘાડી બહાર મોહો-
કહાડી જોયું એટલે પેલો વાંદરો ધેકડો મારી રથમાં પેશી ગયો તે
પછી રાજાએ રાણીને એક દંડીયા મેહેલમાં રાખી રાણી પોતા
ના વાંદરાને સોનાની સાંકળ બાંધી પલંગે બાંધી રાખેછે. રાજા-
કોઈ વખત પાસે જાયતો સામાં ખુરશી નાંખીને બેસવું પડે જો-
રાણીના થડમાં જવા જાયતો વાંદરો ડોળા કહાડી કરડવા જાય-
પણ રાજાને રાણી પાસે આવવાદે નહીં. પછી રાજાએ વીચાર ક
રયો કે આ વાંદરો જાયતો પછી નીરાંતે વાત થાય, નહીંતો એ
આપણને જંપવા દેશે નહી એવું જાણી માનીતી રાણી પાસે-
આવ્યા ને કહ્યું કે આ સ્ત્રી પાસેથી વાંદરો આઘો કઢાવો તો ઠીક
કેમકે મેતો એને વચન આપ્યુંછે તેથી મારાથી કહેવાય નહી, ને-
તમે બેરાતો સમજાવીને કહો, ત્યારે માનીતી રાણી કહે એમાં-
તો શું? જઈને એક ઘડીમાં કઢાવું છું એમ કહી લુગડા પેહેરી તે
રાણીને મેહેલ ગઈ ત્યાં રાણીએ માન આપી પોતાની પાસે બે-
સાડયાં પછી માનીતી રાણી કહે બાઈ આ જનાવર આપણા દર
બારના પાંજરામાં મોકલો ત્યાં ઘણી જાતના જનાવર પાળે છે
તે ભેગો રહેશે તમે એને પાસેને પાસે શું રાખી મુકોછો. કોઈ
જુવે તો એમ કહે કે રાણીને બીજાં કંઈ જાનવર ગમતાં નહી હો
શે તે આ વાંદરો પાળે છે. એના વગર દરબારમાંથી બેના પો

૫ટ એવી તરેહનાં જનાવર લાવીને પાંજરામાં રાખ્યાં. ત્યારે રાણીએ કહ્યુંકે એનેતો એક ઘડી પણ મારાથી અળગો નહી કરૂં ત્યારે માનીતીને રોસ ચઢીને લાંબો હાથ કરીને કહ્યુંકે બળ્યા તમારા ઢંગ, આવું કદરૂપ જનાવર તે પાળતાં હશો. તેવું વાંદરાએ સાંભળ્યું એટલે રોસથી પેલી માનીતી રાણી ઉપર છલંગ મારીને તેનું નાક કરડી ખાધું. માનીતી રાણી લોહી લુહાણ જીવ લઈને નાઠી ને રાજા પાસે આવી કહ્યુંકે મારૂ નાક ગયું રાજા-માહા કોપાયમાન થયો કે કોક દીવસ આપણો પણએ ઘાટ થશે માટ હવેતો એને નક્કી કાઢવોજ એવું નક્કીજ કરયું. એટલામ એક મદારી રમત રમવા આવ્યો રાજાએ મદારીને કહ્યું કે તુ રાણીને ખુબ ખુશીકર કે તેને રાજી થઈ કંઇ વચન આપે તે વચન લેઇ તું રાણી પાસે જે વાંદરોછે તે માગીલે એમ કહી રાજાએ મદારીને પચાસ રૂપીયા આપ્યા તે લેઇ મદારી રાણીના-મેહેલ સામે આવી રમત કરવા માંડી એટલે રાણી વાંદરાને લેઇ ઝરૂખામાં આવી બેઠાં પછી મદારીએ ખુબ રમુજી રમત કરી રાણી પાસે વચન માગ્યુ રાણીએ વચન આપ્યુ એટલે મદારી કહે કે આ વાંદરોછે તે મને આપો રાણીએ વીચારયુ કે ના કહુ તો વચન જાય તેથી વાંદરો આપ્યો ને કહ્યુંકે આજથી છ મહીને આ વાંદરાને બરાબર શીખવીને પેહેલ વેહેલો મારી પાસે આવજે હું તને કોઇ ઇનામ આપીશ. હવે મદારી વાંદરો લેઇને જાયછે જતાં જતાં વાંદરો રાણીને કેહેછે.

દોહરો—ખાઓ પીઓને ધન વાવરોને, વળી કાપડ પહેરોને સાર; તમ માટે અમ વેચાયારે ભુંડી મદારીને દરબાર.

હે સ્ત્રી તું હવે ખા પીને મજા કર, હું તો હવે જાઊછું વાંદરાની આંખમાંથી આંસુ ચાલ્યાં જાય છે. તે જોઇ સ્ત્રી કેહેછે;

દોહરો—વચન મુકયો વાંદરાને, ભુંડા બોલી લજાવે તું તો વેણ.
તુજ ઘટ સાલે મારી પ્રીતડીને, વળી મુજ ઘટ સાલે તારાં નેણ.

હે વાંદરા તું વળી મુકયોને હવે બોલે શું થવાનું, તને મારી પ્રીતડી સાલે છે ને મને તું રવે છે તે તારાં નેણ સાલે છે. પછી મદારી વાંદરાને લઈ ઘેર ગયો. છ મહીના ગયા એટલે રાજાએ પરણવાની તઇયારી કરી. લગ્નના બે ત્રણ દિવસ બાકી રહયા છે એટલામાં પેલો મદારી આવ્યો રાણીએ પોતાના સોનેરી ચોકમાં રમવા બોલાવ્યો. રાજા પણ પ્રધાનને સાથે લઈ આવ્યોને મદારીએ રમત ચાલતી કરી તેણે વાંદરાને ખુબ રમાડયો તેથી રાજી થઈ રાણી અનેરાજાએ સીરપાવ આપ્યો. પછી મદારીએ વાંદરાનેકહ્યું કે, તું રાજાને સલામ કર એટલે વાંદરાએ રાજાનેસલામ કરીને રાણીને સલામ કરવાનું કહ્યું એટલે પુંઠ ફેરવી બેઠો, તેથી મદારીને રીસ ચડી એટલે વાંદરાને પાંચ સાત લાકડી ઝપાટી દીધી તેથી વાંદરાની આંખમાંથી આંસુ આવ્યાં તે જોઈ રાણી કહે છે.

દોહરો—સુણ સલક્ષણા વાંદરાને, તું તો ભરી ન શકયો ફાળ;
તારે શરીરે પડે જોને લાકડી, તેતો મારે શરીરે ઉઠે ઝાળ.

હે વાંદરા તારાથી ફાળ ન ભરાઈ તેથી તને દુખ પડેછે ને તારાં આંસુ જોઈ મારા શરીને ઝાળ ઉઠેછે. પછી રાણીએ પોતાનો નવલાખનો હાર હતો તે તોડી નાખ્યો એટલે મદારી વાંદરાને મારતો છુટો મુકી મોતી વીણવા લાગ્યો વાંદરો છુટો થયો એટલે વીચારયું કે રાંડ પોતે સુખ ભોગવેછે ને મને માર ખવરાવેછે માટે લાવ લાગ આવ્યોછે તેથી ફુદી રાંડનું ટોકું મરડી નાખું. એમ ધારીને ઠેકડો મારયો ને એક ધાબુ ઝાલ્યું; પણ ધરણુ તુટી પડયું એટલે તે નીચે પડયો ને તરતજ પ્રાણ નીકળી ગયો તે જોઈ રાણીએ મદારીને કહ્યું.

ચોપાઈ—તોડુંરે નવસર હાર, ભુંડા મોતી વીણવા રહ્યો, હ-મણાં હતો કરમાંહ્ય, મદારી વાંદર ક્યાં ગયો.

મદારી વાંદરા સામું જુએ છે તો મરી ગએલો દીઠો પછી રાણી વાંદરાને મરી ગયેલો જોઈ વીચાર કરે છે.

દોહરો—ઉડ હઈયા કર પાંખડીને, હવે જીવીને શું રે કરેશ; જેશું બાંધાણી મારી પીતડીને, હું તો તેના ભેગી મરેશ.

રાણીએ ધારયું કે મારો જે જન્મધણી તે મરી ગયો તો હવે તેની પાછળ મરવું એમ કહી પડવા જાય છે એટલે રાજા તેને ઝાલવા ઉઠ્યા પછી તેની સાથે પ્રધાન પણ ઉઠયો રાણી પડી એટલે રાજા પડ્યા ને પ્રધાન રાજાને ઝાલવા ગયો તે પણ પડયો એવો બનાવ જોઈ મદારી ગભરાયો કે હવે મારી શી વલે થશે માટે હું પણ એકદમ અહીંથી જાઉં.એવી રીતે ત્યાં આગળ પાંચે મરી ગયાં.

હવે વાંદરો મરીને રાજા શાળીવાહનને પેટે અવતરયો, તેનું નામ સદેવંત પાડયું, ને તેજ ગામના નગરશેઠ પદમાશાને ઘેર અવતરી તેનું નામ સાવળીંગા પાડયું. અને જે હીરાસેન રાજા હતો તેનું મન તો પરણવામાં ને પરણવામાં રહી ગયું તેથી પારા નગરમાં માણેકચંદ શેઠને ઘેર અવતરયો તેનું નામ રૂપાશા પાડયું ને પ્રધાન જે મનરંજણો ચતુર હતો તે લાલાબ શેઠ થયો ને જે મદારી હતો તે રાણીનું રૂપ જોઈ મોહીત થઈ ગયો હતો તે રાંડીરાંડને ઘર તેને પેટે છોકરો થઈને અવતરયો. પણ રાંડીરાંડની ફજેતી થાય તે માટે તે છોકરાને લેઈ જઈ વગડામાં મુકી આવી. તે બાવા ધુંધળીમલની નજરે પડયો, એટલે પોતે પોતાના મઠ (આશ્રમ) માં લાવી મોટો કરયો તેનું નામ ગોરખો પાડયું. હવે સદેવંત જ્યાં બાર વરસનો થયો એટલે તેનું રૂપ અને જોબન કામરૂપ જેવું થઈ રહ્યું. પોતે રોજ સાંજ પડે

કે પોતાના રેવંત ઉપર જવાહીરનું રત્નજડીત પલાણ માંડી પોતે સ્વાર થઇ હવા ખાવા નીકળે. સાવળીંગા પણ એવી મહા તેજસ્વી ઇંદ્રના ઘરની અપસરા જેવી ભણીગણી ચતુર થઇ છે તે પોતે દરરોજ નિશાળે જાય છે, ને પોતાના મેહેલે તેના પીતાએ સદાવ્રત બાંધ્યું છે કે કોઇ અભ્યાગત માગવા આવે તો તેને આપે પણ પાછો ન કહાડે. શાવળાંગા ઘણા શોભીતા શણગાર પેહેરીને પોતાની સોલસેં સાહેલીઓને લેઇ રોજ સાંજનાં વખત નવ ટેરીએ ગરબા ગાવા જાય છે. એવામાં એક દીવસ બાવા ધુંધળીમલના ચેલા ગોરખે કહ્યું. કે મહારાજ તમે તમારી જટા કેમ ચોળતા નથી? ત્યારે ગુરૂએ કહયું કે બચ્ચા, બસ્તીમેં મંગનેકું જાના પડતા હે સો ફુરસદ નહી મીલતી. ત્યારે ગોરખે કહયું કે મેં મંગનેકું જાઉં? બચ્ચા જાવતો સહી પીર લાલબા શેટકી પોળમાં મત જાના ગોરખે કહે ઠીક મહારાજ. પછી ગોરખે માથાના કેશ છુટા મેલી અખંડ ભભુત લગાવી. અંચળો, ઝોળી, ઝંટો, પાત્રપાવડી, ચકમક, ચીપીયો, સેલસીંગી અને કપાળે સીંદુરની આરચા, કરી હાથમાં ડંટો લેઇ કહેવા જોગી બની વસ્તીમાં ચાલ્યો. એક શેરી અને બીજી શેરી ને ત્રીજી શેરોમા અલેક જગાડતો જાય છે કે એક બઇરી બોલી મહારાજ તમે લાલાબાશેટનીપોળમાં જાઓ કે ત્યાં પદમાશાશેઠની છોડી શાવળીંગા તમને મુખમાગ્યું આપશે એવું સુણી ગોરખે ગુરૂનું વચન ન માનતાં તે લાલાબાશેટની પોળમાં ગયો. કમરે ઘુઘરા કરી દીધા હતા તે સાંભળી ઉતર બસવા લાગ્યાં એવા ટેળથી પદમાશાશેઠની હવેલીમાં સેનેરી ચોકમાં આવી અલેક જગાવીયો.

ચોપાઇ—સનકા બાંધ્યા સદાવ્રત કે કુંડા બાંધ્યા કામની; સત શ્રી સુરત ધરમ, ભીક્ષા દેની ભામની.

બાવાએ કહ્યું જો વદાવરત સતના બાંધયા હાય તો ભીક્ષા ર
આપ્યઅનજો કપટ કર્યાં હોય તો અમે જઈએ એમ કહી
મહેલ નાચે જઈ ઉભો પછી સાવળીંગા કહે છે.

ચોપાઇ--મારા મોહોલ હેઠ, અલેખ બાવે જગાવીયાં; નગ્રુ
નોતા મારાં હાથ, બાવાજી પાછા ચાલીયા.

સાવળીંગા કહે કે મને વાર લાગી તેથી બાવાજી પાછા ગયા
એવું સાંભળી બાવો સનમુખ આવી કહે છે.

ચોપાઇ--હેવું હોય તો દે, શબ્દ પાળો શામની; અતીત ઉભો
છે તારે દ્વાર, ભીક્ષા દોને ભામની.

બાવાને સનમુખ ઉભો જોઇ સાવળીંગા કહે છે.

ચોપાઇ-ઉભા રહોને બાવાજી આજ, ભીક્ષા તમો લીજીએ; ત
મે આવે લીલા લેહેર, આસીશ અમને દીજીયે. એમ કહી સાવળીં
ગા પોતે સોનાનો થાળ ભરી બાવાને લોટ આપવા આવી તે જો
ઇ બાવો કહે છે.

ચોપાઇ—નાંખ્યાં નજર કેરાં બાણ, આટો કેમ લીજીએ; બાવો
માગે જોબનકેરાં દાન, અતીતકુ દીજીયે.

ભળી વળીંગા બોલીઉસાસ

ચોપાઇ--તમે પુજ્યા દેવ, તમે પુજી દેવીયો, તમે થયા જોગી
રાજ તમારે નારી કેવીયો.

હે બાવા તમે સંસાર મુકી જોગી થયા ને તમારે નારીનો ખ
પ શો ? ત્યારે બાવો કહે છે.

ચોપાઇ--નથી પુજયા મેં દેવ, નથી પુજી દેવીયો, ગુરૂએ
આપ્યાછે શબ્દ, નાખુંછું નીત ફેરીઓ.

બાવે કહ્યું હું તો દેવ દેવીને. ઓળખતો નથી પણ ગુરૂના
વચને કરીને અહીં ફેરા ખાઉંછું. શ.વળીંગા તેના બોલ સાંભ

જાને તેનું રૂપ જોઇ ઘણી મોહીત થઇ ચેલાને કહે છે.

ચોપાઇ–કામની રૂપ સ્વરૂપ, રૂદેમાં જાણીએ; શેહેર સંમુથા ભર જાય, મન ગમતુ માણીએ.

સાવળીંગા કહે નગરમાં જઇ કોઇ સારી જોઇ પરણો તે સાંભળી ચેલો કહે છે.

ચોપાઇ––તુમ હે રુપસ્વરૂપ, હાજર રહો તમ ખડી; દેને જો બન કેરાં દાન, લગન કરને અબઘડી.

ચેલે કહયું તારા જેવી રૂપવાળી બીજી કોણ છે એવું સાંભળી શાવળીંગાને રીસ ચડી ને ચેલાને કહ્યું.

દોહરો––બાવારે મારા બાવલીયાને, વળી નજરો રાખ્ય તારી ઠીક; ફોડી નાખીશ તારાં તુમડાં તો વળી શેહેરે માગીશ ભીખ.

એવુ સાંભળી ચેલો કહે છે.

દોહરો––સુનબે ચંચલ નારીયાંને વળી બોલનકુ જરા શીખ; વાહેથી લાવું બીજાં તુમડાંને વળી તેમાંરે માગીશ ભીખ.

હે શાવળીંગા વીચાર કરીને બોલ તું તુમડાં ફોડીશ તો વાઉ ઘણાં નીપજે છે તે સાંભળી શાવળીંગા કહે છે.

ચોપાઇ–વાંકા કરીને નેણ, બાવાજી તમને મારશુ, જોળી પડશે ઉભી બજાર; તુમડાં ફુટશે હાથશુ.

તે સાંભળી ચેલો કહે છે કે તું એવી કેવી કામણગારીછું કે નજર કરી મારીશ, એમ કહી કહે છે.

ચોપાઇ–સુનબે ચંચલ નાર, કલ ઉઠ મર જાયગે; દેને જોબન કેરાં દાન, દુવા દેકે જાઇંગે.

હે શાવળીંગા તું ગુમાન કરે છે તે શું? કેટલા કાળ જીવવાની છે. ત્યારે શાવળીંગા કહે છે.

ચોપાઇ—જાતનોછે અતીત, કોણછે તારી જાતડી; આવવા પીના દે મુજ આજ, પછેછે તારી વાતડી.

શાવળીંગા કહે મુવા અતીત થઇને આવી હઠ કરેછે, મારા બાપને કહી વલે કરાવીશ.એવા કહેછે.

ચોપાઇ—બડો પીતા તારો શેઠ, લુટાદે ફુલ વાડીયાં; તેરે સરીખી કલીઆ ક્યા ભાર કાયકુ મેણાં મારીયાં.

હે સ્ત્રી તારો બાપ તો મોટો ઉમરાવછે તેતો ફુલની વાડીઓ લુટાવી દેછે, ને તું તો એક ફુલની કળી જેવીછે તેમાં આટલો ગુમાણ કરી મેણાં મારેછે તેવાં વચન શાંભળી શાવળીંગાને ક્રોધ ચડયો અને આંખો કહાડી બાવાની સાંમુ જોયું.

ચોપાઇ—ખવો માગે લોટકે ,સેહેર જાણે આપણે; સાંધ્યા નેણુ કેરાં બાણ, બાવો પડયો બારણે.

જ્યાં સાવળીંગાએ બાવાના સામે નજર કરી કે બાવો તેનુ તેજ જોઇ ભોંયપર પડયો તે પડતાં સાવળીંગાની ભોજાઇ બારીએ આવી તો બારણા આગળ બાવાને પડેલા દીઠા તેજોઇ વીચાર કરેછે

નણંદ નાનાછે પણ કામણગારાં નીકળ્યાં. બાપડા બાવાને જોત જોતામાં ભોંય ઉપર પાડયા એમ વીચારી કહે છે.

ચોપાઇ—નણંદલ નાનેરાં બાળ કામણ કયાંથી સીખીયાં,જોગી મારયો અબધુત, ઘરો ઘર ભીખીયાં.

હે નણંદ આબાપડા ભીખ માગનારને તમે શું કરવા મારયા તે સાંભળી શાવળીંગા પોતાની ભોજાઇને કહેછે.

દોહરો—મરે મારયા હોયતો હું રે મરૂં, નહીંતર મરજો ભાભી તારો વીર ડાબી આંખને ફરૂકડે ને વળી ફાટી પડયોરે ફકીર.

શાવળીંગા કહેછે મેં મારયો હશેતો હું મરીશ, ને તું જુઠું કલંક મુકતી હઇશ તો તારો ભાઇ મરશે. મારીતો આંખ જોઇને મુવોછે. એવામાં ચેલાનો ગુરૂ બાવો ધુંધળીમલ તે જગોએ આવ્યો ને જુએછે તો ચેલા ભુંય ઉપર ઉંધે મોહાડે પડયોછે ને મોહામાં ધુળ પેશી ગઇછે જોળી બાળી ફેંદી નાંખીછે, હવે ગુરૂને આવ્યો

જોઇ બે જાઇ સાવળીંગાને કહેછે.

દોહરો—એક મારયોને બીજાને મારશો તો વળી નગરમાં થાશેજી ને વાત; જોગી મારયો જટા ધારીઓ બાઇ જેવો ગોરખ નાથ.

હે બાઇ આ એક મારયો ને બીજાને મારશો તો ઘેરઘેર વાત થશે હવે ગુરૂ ચેલાને કહેછે.

ચોપાઇ—ચેલારે તુટયોજોને આભ, તુટીરેજાણે આભલી, ચંદ્ર વદનીનાર, કામણગારી કોણ મળી.

હે ચેલા તને શુ થયું. તારે માથે આભ તુટયો કે તને કોઇએ કામણકરયાં તેસાંભળીચેલો કહે છે.

ચોપાઇ—નથીરે તુટયો ગુરૂ આભ,નથીરે તુટી આભલી; કામણ ગારીનાર સાવળીંગા મુજને મળી.

હે ગુરૂ મને શાવળીંગા કામનગારી મળીછે, બીજું કાંઇ થ યું નથી તે સાંભળો ગુરૂ કહેછે.

ચોપાઇ—સુન બે ચંચલ નાર લડકેકું કયું લડી; શીર લેઉંગા ઉતાર, અદાસેં કયું ખડી.

હે રાંડ તેં મારા ચેલાને કેમ મારયો? તને શાપ દેઇ બાળી ભ શમ કરી નાખીશ નહીતો સાચે સાચું કહે તે સાંભળી શાવળીં ગા નરમ થઇ બાવાને નમી પડી કહેછે.

ચોપાઇ—દીઠી જોબનવતીનાર, જીવડો ચાલ્યો છળીને; એમાં શો અમારો વાંક, શું આવ્યા ચેલાની વારે ચડીને.

હે મહાજ મારૂં જોબન નેં રૂપ જોઇ તમારા ચેલાનો જીવ છ ળી ગયો તેમાં હુ શું કરૂં ત્યારે ગુરૂ કહેકે તુ. એને ઉઠાડ. પછી શાવળીંગા ચેલા પાસે આવી કહેછે.

ચોપાઇ-ચેલાજી બેઠા થાઓ, આંજુ તમારી આંખડી, પહે- રવા આપું પીતાંબર લાલ, ચડવા આપુ ચાખડી.

હે મહારાજ હવે તો ઉઠો, પણ ચેલા ઉઠતા નથી તે વારે શા-

વળીંગ પોતે લચો સામું હશીને બલચાવે છે.

ચોપાઇ–ઉઠોને મહારાજ, આપણે કરીએ ગોઠડી; રંધાવું બ– ત્રીસ રસોઇ, જમાડું રસ રોટલી.

હે મહારાજ તમારે જે જમવાની ઇચ્છા હશે તે તમને જમા ડીશ ને તમ ઉઠો તે સાંભળી ચેલા કહે છે.

ચોપાઇ–બળ્યાં તમારાં પકવાન, બળીરે રસ રોટલી સલામત આહારા એહેલા કેરા લાટ, બળીરે તારી ગોઠડી.

હે સ્ત્રી મારે તો તારૂં કાંઇ જોઇતું નથી. પછી ગુરૂએ ચેલા ઉપર હાથ ફેરવી ઉઠાડો ચેલાને કહે છે.

ચોપાઇ–ચેલા નાસવું હોય તો નાશ, કે શેહેર નહીં આપણું; મળશે મહાજનકેરા લોક, કોઇ નહી કહે બાપડું.

હે ચેલા હવે તું ઉતાવળો ચાલ. નહી તો તેનાં સગાં વહા– લાં જાણશે તો આપણને મારશે એવામાં આડોશીપાડોશી એકઠાં થયાં ને ઘણાક લોક ભરાઇ ગયા ને ચાલવાની જંગ્યા રહીનહી.

પછી ગુરૂ રોંવના ઉપર રોશ કરી કહે છે.

ચોપાઇ–મર્જાકે વરણ અઢાર, દુનીયાં સરવે દુંદળી, શેહેર કરી દઊં હળાંહળ; ધમુકયો બાવો ધુંધળી.

બાવો રીસ કરી લોકને કહે છે. તમ સબ લોક ઉદરસેં ચલે જાઓ નહી તો સારા શેહેર હળાહળ કર ડાલુંગા, પણ લોકો મા નતા નથી. એવામાં સદેવંતકુંવર ઘોડે બેશી ફરવા નીકળ્યા હતા તે ત્યાં આવ્યા ને પોતાની પાસે ચાબકો હતો તે લોકોને ઝપટવા માંડયો એટલે માણસો દોડાદોડ કરવા લાગ્યાં. પછી બાવો પોતાના આશ્રમ ઉપર ગયો. ગોરખાને કુંવરે બોલાવીને પુ છયું ત્યાં શું હતું કે લોકો ભરાયા હતા ત્યારે ગોરખો કહે છે કે મહારાજ તમારા નગરમાં જીવતી ડાકણ છે તે મને વળગી

હતી પણ માહારા ગુરૂ સમરથ હતા તે મને જીવતા ઉકાડયો ને અહીં લાવ્યા નહીતો ઊગરત નહીં ત્યારે કુંવરે કહ્યું કે ડાકણ બાકણની વાત જવા દો સાચેસાચું કહો. ત્યારે ચેલો કહે તમારા નગરમાં મેં સ્ત્રી દેખીને તેના તેજે કરી મુરછા આઇ પડયો હતો એમ કહી કહે છે.

દોહરો--ભરતખંડ રાજા હું ફરેયો, ને વળી ભમી આવ્યો સરવે જોઇ; એ બદન એ અંખીકારે રાજા નારે ન દીઠી બીજી કોઇ. એસી નહી દેવળમાં પુતળી, ને નહીં રાણી રાજદરબાર; સાચું માનો કુવર સલક્ષણારે, એતો અપ્સરાની અણસાર.

ચોપાઇ—અપસરાની અનુસાર, શેઠ પદમાશાની કુંવરી, મત્યલોકની માંય, અપસરાએ ઉતરી. છેદ્રીંગ ચળ અચળ ... બેલ. ચપળાથી ચમકે બદનમે એ મોહીનકી આંખ, જ્યું ચઉદા રત્ના ઝલકે નેનમાં.

હે રાજા કે જેની આંખની ઉપમા કુવી કે જેના મોટા વનને વીષે ચપળા કહેતા વીજળીને ચમગારો થઇ રહે છે એવા ઝબકારા મારે છ એ સાંભળી સદેવંતને મોહ થયોને કહે કે તું મને તેનું નામઠામ બતાવ્ય તે સાંભળી ચેલો કહે છે

દોહરો—ઊચાં નળીયેરીનાં ઝાડવારે, સામી સરઇયાની ઓળ; અતર કસ્તુરી મહેકે ઘણીને, એરે શાવળીંગાની પોળ.

ચોપાઇ—એરે શાવળીંગાની પોળ, સામા જાઓ શેરીએ; બારીએ ઝરૂખાં ચાર, જુકી રહ્યાં છે મેડીએ. બાદલ મોહોલ રંગ મોહોલ, ખડક મોહોલ જુકી રહ્યા; એમાં શાવળીંગા નાર, મારાં મન મોહી ગયાં.

એટલે સદેવંત પોતે બાબાબારોટનીપોળમાં આવી જુવે છે તો એક ઘણી ઊચી હવેલી દીઠી. આમાં સાવળીંગાની હવેલી કેઇ હશે એવો વિચાર પોતે કરે છે એટલામાં રાજસભામાંથી બાલારે

બારોટ ઘેર આવ્યાને સદેવંત કુવરને શેરી વચે ઉભેલો જોયા પછી બોલાવી કહે છે.

દોહરો—શેરી વચે સદેવંત આવીને, વળી ઉભા રહયારે મહા રાજ, સાચુ બોલોને કુંવર સલક્ષણારે, તમે આવ્યાછો કોનેરે કાજ. હે સદેવંત તમે અહીઆં શેરી વચે કોને સારૂ આવી ઉભા છો! ત્યારે સદેવંત બારોટને કહે છે.

દોહરો—બાલાબારોટ મારે મન વશાં, ને વળી તમથી વાલેરૂ નહી કોય; તમારી શેરીમાં એક નારી રહે; તેનો મેળાવો કરી દોને ભાય.

ચોપાઈ—મેળાવો કરી દોને ભાય, આલું કડાં કંઠી ચોકડાં; લુંટાવી દઉં ધન માલ, રૂપઇઆ આલું રોકડા. આલુ પાલખી-ઓને સુખપાલ, આલુ હાથી ઘોડલા; અડખું આલુ રાજપાઠ, આલું રથ જોડલા.

સદેવતે કહયું—કે હું તમને કહો તે આલુ પણ મને એ નારીનો મેળાપ કરાવો બારોટ કહે એનું કંઇ નામ ઠામ હશે કે બાધેભારે નારીજ. એવી નારીઓ તો મારી પોળમાં સોં છે જો તેનું નામ ઠામ કહો તો તો વળી બતાવું ત્યારે સદેવંત કહે કે પદમાશાની દીકરી શાવળીંગા તેનો મેળાપ કરી આપો તે સાંભળી બારોટ કહે છે.

દોહરો—એતો દામ નથી હરામનાને, ઓ રાજા લોભે તે નહી જાય, ઘેર ઘેર મારા માત પીતારે, રાજા મુખથી તે કેમ કહેવાય.

બારોટ કહે રાજાએ લોભથી નહી લલચાય. એને ઘેર કંઇ કમી નથી કે તમ.રી સાથે પઇસા સારૂ પ્રિત કરે ને મારાથી એને આ કે જઇને ન કહેવાય. મારા મહેલામાં તો બધે મારે માત પીતા જેવું છે, હું એને કહુંને એ જઇને એના બાપને કહે તો મારી ઇજત જતી રહે; તે સાંભળી સદેવંત કહે છે કે હે બા

રોટ તમે જો મને ન મળવો તો તમારૂં વચન જાયને માટે તે એના પછવાડી જીવ ક્હાડવો પણ એનો મળાપ કરવો. બા રોટ કહે એનું તમારે શું કામ છે ત્યારે સદેવંત કહે છે હે બારોટ મને બાવાએ કહ્યું કે મેં નવ ખંડ સાત દ્વીપ જોયા પણ એવી નારી કોઈ ઠેકાણે દીઠી નથી ને કાને પણ સાંભળી નથી ને ઇંદ્રને ઘેર પણ એવી અપ્સરા નહી હોય એવું એનું રૂપ છે, બારોટ કહે કે એનો મળાપ થવો મહા દોહયલો છે. સદેવંત કહે જો તમે મળાપ નહી કરાવો તો પછી ખીજાથી થવાનો નથી ને મારે પણ પ્રાણ મુકયા વિના છુટકો નથી ત્યારે લાલાબારોટે કહ્યું કે ભાઈ હમણા તું ઘેર જાને સાંજના ચાર વાગતાં પાછો અહી આવજે, એટલે એ નિશાળેથી આવતી હશે તે તને બતાવીશ એમ કહી બારોટ ઘેર ગયા ને સદેવંત કુંવર પણ પોતાને ઘેર ગયો. હવે ઘરમાં સદેવંતને કાંઈ સુઝતું નથી ને શાવળીંગાની મનમાં ઝંખના લાગેલી છે તેથી કાંઈ ચેન પડતું નથી ને વિચાર કરતાં ત્રણ ચાર વાગવા આવ્યા એટલે સદેવંત કુંવર પોતાનો શણગાર પેહેરીને જવાની તઈયારી કરે છે.

દોહરો— હીરા માણેક મુગટ જડયો, ને વળી કુંડળ લટકે કાન; મોતીઓની માળા પેહેરીને, તે ઝળકે સુરજ સમાન. કલંતોરા ફરફરે, ને જરકશી જામો જોને સાર; શાલા દોશાલા એઢોઆ. માંહે ઝાકારે ઝળકે તાર. શેલ કશીર કમરૂ બાંધીયુ નેવળી બરગછીનો સુરવાળ તીર તરકસને કામઠીને વળી શીરોઈની તરવાર.

ચોપાઈ—શીરોઇકી તરવાર, બાલા જોતે જળ હળે એવા સજી શણગાર, રાજ મોહલમાંથી નીસરે.

આવી તરેહના શણગાર સજી પોતે મહા કામ રૂપ બની ઘોડેસ્વાર થઈ લાલાબારોટને ઘેર આવ્યો લાલાબારોટ સુતા છે તેમને

જગાડયા ને કહેકે ચાર વાગ્યાની વખત થઈ. હવે મને એ સ્ત્રી દેખાડો બારોટ અફીણી હતા અમલ પાણી ઉતરી ગએલા એટલે બીજાજ ઠેકાણે ન હોવાથી કુંવરને કહેછે કે તમે તો મારા માં થાના મુગટ છો પણ જો બીજો કોઈ હોત ને મને આવી રીતે કાચી ઉંઘમાંથી જગાડયો હોત તો હું એને મારી નાખ્યા વગર મુકત નહી પણ તમને શું કરૂં હવે મને કસુંબો પીવા દો. પછી હું તમને બતાવું. બારોટ કસુંબો પીને હોકો ભરી બેઠા, એટલે કુંવર કહે મને બતાવો ત્યારે બારેટ કહે ભાઈ હજુ ચાર વાગ્યા નથી કુંવર કહે મને બાવાએ કહ્યું તે વાત ખરીછે કે સ્ત્રી એ રૂપનુ એવું છે કે નહી ત્યારે બારોટ સદેવંતને કહે છે—

કવીત ચાલ લાવણીની.

ચીત્રરૂપ ચીત્ત વનમાં છાજે, ચંપક વ્રણ ચીતવત ભારી;
પુરવપુન્ય કીયા જેને કોટીક, સો પાવે એસી નારી.
સુડાચંચસી નાશક બનીહે, દાંત બને દાડમ કલીયાં;
જુગ જંઘા અતી તન કોમલ, ચરન બને જેસી વનકદલી.
નાજુક પુતલી કમર છબીલી, દશ આંગળીયાં મુગફલી;
ચંદ્ર બદન મ્રગલોચન જેસા, અજબ બની રંભા પુતલી,
એસા અદભુત સગજગ મે લા, સુન સુંદરપર બલીહારી;
પુરવ પુન્ય કીયે જેને કોટીક, સો પાવે એસી નારા.

જેને પુરવ જન્મ કરોડો પુન્ય કરયાં હોય તેનેજ એ નારી મળે. નહીતો મળનાર નહી જેનું નાક સુડા કહેતાં પોપટની ચાંચના જેવું છે. દાંત દાડમની કળીઓ ને જેની જંઘા કહેતાં સાથળ કેળના થંભ જેવી છે, ને પગ કોમળ વનનાં કદળી જેવા છે આંગળીઓતો જાણે મગની ફળીઓ ને આંખોમાંતો જાણે સદેવ જગત મોહી રહ્યું છે એવી સ્ત્રી પુરવ જન્મના સંસ્કાર

ચીના મળે નહી એવું સાંભળતાં સદેવંત કુંવર મહા મોહીત થઈ ગયો ને કહે છે કે વળી એનું બીજું લક્ષણ બતાવો ત્યારે ભા રોટ કહે છે

કવીત.

મુખ બન્યો મેહેતાબ સરીખો, દાંત જડે સબ સોનેરી;
પુરન પાનસો પેટ કહીજે, છાતી બની કાચી કેરી.
કંઠ કોકીલ કોયલ જેસો, મદન કેફને તુજ ઘેરી;
ચાલ ચલે ગજરાજ સરીખી, સો કોઈ આશક કરતે ફેરી.
છુટે પસીના ભમર બાસ લે લંબે બાલ નાગન કાલી;
પુરવ પુન્ય કીયે જેને કોટીક, સો પાવે એસી નારી.

હે રાજા જો વળી એનું રુપ. જેનું મોહોતો મેહેતાબ કહેતાં રાતની વખતે બપોરીઉં છુટે છે તેની જેવી શોભા આપે છે. દાંત તો સોનાની રેખો જડી છે અને તેની ડોક કોકીકળા એટલે મોરના જેવી છે અને તેનો સ્વર કોયલના જેવો છે. ચાલ ગજ રાજ કહેતાં હાથી જેવી છે. લાંબા વાળતો કાળી નાગણના જેવા છે અને જ્યારે પરસેવો છુટે છે ત્યારે તેની બાસ લેવાને ભમરા તેની પાછળ આતુર થાય છે અને રાજા તારો જેવા સો આશક ફેરા ખાય છે. માટે જો તારા નશીબમાં હોય તો તે તને મળે

કવીત.

મીઠી જુબ.સે જગ ભરમાયા, નેનમે મોહની મારે;
લપટ બનાકે લુંટ લીએ જ્યું, ચમક રેહે ગગને તારે.
જીસિ આશકપર નજર દોડાવે; તે ઘડી પલકમેં ઘર મારે.
ઉસ માયાસેં કોઈ બચ્યા નહી, લપટ રેહે જગ સંસારે;
હંસ મોર કીર કપોત કહીએ, જ્યું કોકીલસેં કીલકારી;
પુરવ પુન્ય કીયે જેને કોટીક, સો પાવે એસી નારી.

હે રાજા તેની મીઠી જીભે કરી આખી દુનીયાં મોહી રહી છે

મને તેની આંખમાં તો જાણે વશીકરણ વીદ્યા ભરી છે અને તે ના ઉપર નજર કરે તેને પાડદાજ છે તેની શીસોટી કોયલના જેવી છે. હે રાજા પુરવ જન્મના સંસ્કાર વીના એ શ્ત્રી મળે નહી તેમ તેમ રાજા માહા ગાંડોને ઘેલો થઇ જાય છે અને બારોટને કહે છે કે બારોટ વળી એનું વરણન કરો બારોટ કહે છે. કવીત.

સોળે શણગાર બત્રીસ અલંકાર, ચોરાશી આસન જાણે,
બત્રીસ કળા લક્ષણમાં પુરી, ચીત્ત પદમનીકો નીશાને.
કવીજન જોગ જુગતસેં કીનો, સમજેગો કોઇ તન સાને;
રામ કૃપા હરી ઇચ્છા બીન મીલે ન એશી દીલજાને.
શામ પરેગગીર કહે સભામે; સુન સુંદરેપર બલીહારી;
પુરવ પુન્ય જેને કીયે કોટીક સો પાવે એશા નારી.

હે રાજા હરીની ઇચ્છા વીના કે હરી વીના બીજા કોઇને મળવી કઠણ છે તારા નશીબમાં હોય તો મળે એવું રૂપ સાંભળતાં સદવંત રાજા મુરછા ખાઇ ભોંયપર પડયો. બારોટે આશના વાશના કરીઓ કરીને કહે છે ઓઠો થયો એટલે હે રાજા અત્યારથી તમે આમ ભોંયમાં પડોછો તો નજરે જોશો ત્યારે તો શું એ થશે. રાજા કહે હું એને નજરે જોઇશ ત્યારે મારો જીવ ઠેકાણે આવશે માટે બારોટ મને બતાવો એવામા ચાર વાગવા આવ્યા એટલે બારોટ અને રાજા અગાશી ઉપર ચઢયા શાવળીગા નિશાળમાં ચાર વાગ્યા એટલે પેતાના સોલસેં સાહેલીઓ લઇ પોતે હંસની ચાલ ચાલતી આવે છે અને તેનુ મુખારબીંદ સુરીયના જેવું પ્રકાશ મારી રહયું છે તેથી તેને આવતી જોઇ બારોટ કહેછે

દોહરો—સાવળીંગા ચાલી નિશાળથીને. વળી ઘર ભણીરે આવંત; મજરો કરેરે લાલો કવીરે, એતો ગુણ રાગે ગાવંત,

સોહલો—ગુણ રાગે બાલો ગાવંત, સમજી લો મનમે સંજના

ગલીયુમે આવે એ નારી, બુડી જાશે નઝરી સારી.

બારોટ કહે હે કુંવર તમે ઉતાવળા જઇ ગાંધી શેરીએ ઉભા રેહો ત્યાં તમને તે મળશે, સંદેવંત વેગળેથી આવતી જોઇ હતી એટલે મનમાં ઘણો મોહીત થઇ રઘવાદો રઘવાયો ઘોડે બેશી ગાંધી શેરીએ ગયો,

ચોપાઇ—રૂદે થકી કામની લાગ્યા નેનમે મુજરાં, ચલે હંશકી ચાલ, ગલેમે ફુલનકા ગજરા; શાવળીગા રૂપ સ્વરૂપ ઘર દીશાએ ચાલીયાં, જેમ માન સરોવર માંહી હંસ ગત હાલીયાં.

સદેવંત રશ્તો રોકી ઉભો છે એટલામાં સાવળીંગા સોલસેં સાહેલીયો સાથે ચાલી આવે છે અને જે જે સાહેલીનાં ઘર રસ્તામાં આવે છે તે ઘેર જઇ નવ ડેરીએ ગરબા ગાવાને જવા સારૂ સોભીતા શણગાર પેરવા જાય છે એમ કરતાં સાવળીગા પોતે એકલી ઘર ભણી ચાલીં આવે છે. તે સદેવંતનો ઘોડે ઉભેલો જોઇ અચકાઇને વીચાર કરવા લાગી કે રાજાનો કુંવર ઉભો છે તથી સામા જવું નહીં; કારણકે એ મહા તોફાની છે માટે કાંઇ આડો રશ્તો કાઢી ઘેર ચાલી જઉ એમ ધારી ગાંધી ઉપર દુહો કહયો.

દોહરો—ગાંધી કસ્તુરી જોઇને આપજેને વળી બોરી નહીંરે ખવાય; કોક માણસ આડું ઉભુ રહયુંરે, તેના આડું તે કેમ ઉતરાય.

એવું સાંભળી સદેવંતના મનમાં એવું આવ્યું કે ગાંધીને ઘેરથી કસ્તુરી લઇને આવે છે પણ સાવળીંગાની કહેવાની મતલબ એવી હતી કે રાજા તું કસ્તુરી બોળવા આવ્યો છું તે તને રસ્તામાં નહી મળે એસો કોઇ એકાંત જગોએ મળે એમ કહી આડે રસ્તે થઇ પોતાના મેહેલ ભણી ચાલી નીકળી, ઘેર જઇ સોળે શણગાર

ધારણ કરી વાળે વાળે મોતી પરોવી મહા મુલ્યવાન વસ્ત્ર પહેરી કોઇ રંભાની માફક બનીઠણી નવ ડેરીએ ગરબા ગાવાને ગઇ. સદેવંત ગાંધી શેરીએ ઉભાછે તે લાલાબારોટ અગાશીમાં ઉભા ઉભા જુએ છે કે રાજા મુરખ જેવો છે. તેતો નવ ડેરીએ ગઈ અને રાજા તેની વાટ જોઇ ત્યાં ઉભો છે તેને પાછો બોલાવું એમ કહી બારોટ અગાશીમાં રહી રાજાને કહે છે.

ચોપાઇ—સદેવંત ઘોડીલો ખેલાવ કે આવ મારી શેરીએ; સોળસે સાહેલીઓનો સાથ રમે છે નવ ડેરીએ,

હે રાજા શુ ઉભો રહયો છે પાછો આવ એ તો નવ ડેરીએ ગઇ ત્યાંથી રાજા બારોટના ઘર આંગળ આવ્યો અને શાવળીંગા નવ ડેરીએ ગઇ એવી વાત સાભળી ઘોડો છુટો મુકી ધસ્યો ધસ્યો નવ ડેરીએ જઇ ઉભો અને જુએ છે તો એક એકથી ચઢીયાતી સોલસેં સાહેલીઓ દીઠી તેમાં શાવળીંગા કેઈ તે ઓળખાતી નથી તેથી પાછો નીરાશ થઇ બારોટપાસે આવી કહેછે

ચોપાઇ—જેને સોળશેં સાહેલીનો સાથ, બારોટ કેમ જાણીએ; કેઇ શાવળીંગા નાર. અમને તે ઓળખાવીયે.

હે બારોટ સોલસેં સાહેલીઓ એક રૂપ ભાતો થઇ રહીછે તેમાં શાવળીંગા કેઇ તે મને ઓળખાવો. ત્યારે બારોટ કહે કે હે રાજા તારા જેવો મુરખ કોણ કે પુછયાગાછયા વગર ઘોડો છુટો મુકી નાઠો તે મારા ઘોડાની સાથે લડયો ને દોરડાં તોડી નાખ્યાં આવો તું બાઘાચકુઆ જેવો કેમ થઇ ગયો છે. શાવળીંગા તારી કીમત કરશે કે રાજા મુરખ જેવો છે, માટે જરા શાણપત આણને તેની પાસે જા, સદેવંત કહે બાઇ એનું રૂપ જોઇ ગાંડો થઈ ગયો છું તેથી મને કાંઇ સુજતું નથી. બારોટ કહે તું તારા મેડા આગળ જઇ ઉભો રહેજે, હું તને એંધાણ બતાવુછું તે યાદ રાખજે,

દોહરો—ઘુઘરીઆળો જેનો ગોફણો, ને વળી સાળુડે કસબીં દોર; કહે લાલ એક મણી ઝળકે, ને એના હઈડામાં ટઉકે જાણે મોર.

ચોપાઈ—હઈડામાં ટઉકે જાણે મોર, હાલેરે જેમ હાથણી; શાવળીગા સમતોલ ન આવે દુજી સાથની. સઉ આંખે અંજનને મેશ, એની આંખ તો વણ શરમે ભરી; સઉને શોભીત શણગાર, એને એક ટીલડી.

હે સદેવંત એની આંખો તો વણશરમે અંજાએલીછે ને બીજીઓને અંજન આંજવું પડેછે ને કપાળે ટીલડી ચોહોડેલીછે તે બીજીઓના સોળે શણગારની બરાબર છે એવું એનું રૂપ છે. તે એંધાણી લેઇ સદેવંત ધશોધશો નવડેરીએ જઇ જ્યાં સોળસેં સાહેલીઓ ગાતી હતી તેની વચ્ચે જઈને ઉભો એટલે બધી સાહેલીઓ શરમાઇ આઘું ઓઢી એકઠી થઇ ગઇ અને શાવળીંગા હતી તે પોતે આઘું ઓઢી તેના સનમુખ આવી ઉભી રહી અને સદેવંતને કહેછે.

ચોપાઇ—સદેવંતકુંવર સુજાણ, ઉભા કેમ શેરીએ; હું નકલંકી છું નાર નેણાં કેમ ફેરીએ. દેખશે દુરીજનલોક; વિચારે કોઇ વાતમાં; આપણે સરખેસરખાં હોય; જાઓ સઉ સઉના સાથમાં.

હે રાજા તમે તમારા સાથમાં જાઓ ને હું મારા સાથમાં જાઉં, કોઈ આપણને દેખશે તો વાત કરશે માટે તમારે આવું કરવું ના ઘટે, આ કાંઇ એકાંત જગો નથી ને પ્રિત તે કાંઇ ઉઘાડી થતી હશે? આવાં મીઠાશનાં વચન સાંભળી સદેવંત મહામોહીતી થઇ ગયો ને કહેછે.

ચોપાઇ—નગર ઠઠા મુલતાંન, ના દેખી એસી કામની; ગળે મોતનકો હાર, ઝબુકેછે દામની. અત્તર ભીનોછે કેસ, અખીયાં હોય લાલહે; જો ઘર એસી નાર સોઇ નર ન્યાલ હે.

હે શાવળીગા તારા જેવી રૂપવંતી સ્ત્રી જે પુરૂષને મળી હશે તે પુરૂષને ધન્ય છે. શાવળીગા સદેવંતનાં મીઠાશનાં વચન સાંભળી ઘણી મોહીત થઇ ગઇ ને કહેછે.

દોહરો—કમર કટારી રાજા વાંકડીને, વળી તને સોહીએ શીરોઇ તરવાર; જો ઘર એસા સાજના, ને વળી ધન્યધન્ય તે નારી અવતાર.

હે રાજા તારા જેવો જે સ્ત્રીને પુરૂષ મળ્યો હશે અને તને જે નારી મળી હશે તેને ધન્ય છે. અરસપરસ મીઠાશનાં વચન સાંભળી સદેવંતકુંવર શાવળીગાનો છેડો ઝલીને કહેછે મને તું તારૂં મોહોડું દેખાડ. ત્યારે શાવળીગા સદેવંતને કહેછે.

ચોપાઇ—સદેવંત છેડો મારો મેલ, પાલવ રૂડો ફાટશે; ચુકીને દેઇશું ગાળ, લાખેણો રાજા લાજશે.

હે રાજા તમે મારો છેડો મેલો કેમકે અમે સ્ત્રીજાત તમને ગાળ દેઇશું તો તમારી લાખની આબરૂ કોડીની થશે તે સાંભળી પાલવ મુકી કાંડું ઝાલ્યું.

ચોપાઈ—સદેવંત કાંડું મારૂ મેલ, ચુડો મારો નંદશે; મળશે મહાજનકેરાં લોક, ઘોકણે વાંસો ભાગશે.

હે સદેવંત મારી નાતના લોક દેખશે તો તને ને મને બંનેને મારશે, માટે મારૂ કાંડું મુક તે સાંભળી સદેવંત કહેછે.

દોહરો—સુણ શાવળીગા સદેવંત કહે, ને વળી મેલું તે મનની લાજ, શીશ પડે ને મારૂ ધડ લડે, ગોરી તોએ ન મેલું આજ.

હે સ્ત્રી મારૂં શીશ હેઠું પડે તોએ હું તને મુકવાનો નથી. માટે તારો ઘુંઘટ દુર કરી તારૂં મોં મને દેખાડ.

દોહરો—ઘુંઘટ મુખસેં દુર કરીને, તને ઘુઘટ નહીરે સોયા, કીયારે કુળનીછે ગોરીયાં, ને વળી વદન છુપાવી ઘર જાય

હે રાણી મારાથી મોં છુપાવી શીદ જાયછે. શાવળીગા મોં

દેખાડે પણ ખાવાના જેવું થાય તેથી મોં દેખાડતી નથી. પણ રા-જાને સમજાવીને કહેછે.

દોહરો—અરે ઘુંઘટડામાં કપટ ઘણાંને, રાજા ઘુંઘટ ખોલ્યો નવ જાય; જો મેં ખોલું રાજા ઘુંઘટ તો વળી મરે કે માંદો થાય.

હે સદેવંત તને મારૂં મોં બતાવું તો તું મરે અગર માંદો થાય. ત્યારે સદેવંત કહેછે

ચોપાઈ—મેને ખાયા કેવલીઆ બછનાગ, ધંતુરેસેં કયું મતે મેને રમાડે કાલી નાગ બીછુડેસેક્યું ડરૂં.

હે સ્ત્રી મેં કેવળીઓ વછનાગ ખાધોછે તો ધંતુરાથી ડરીશ? અને વળી મેં કાળોનાગ રમાડ્યો છે તો વીછુડાથી ડરીશ સાંભળી શાવળીગા બોલી.

ઘુંઘટડે કાળો નાગ, વીછી ડંખ મારશે; વાગશે નેણાં કેરાં બાણ. તમને તે કોણ ઊગારશે.

હે સદેવંત મારાં નેણનાં બાણ વાગ્યાં તો કોઈ ઉગારનાર ન થી. માટે તમે મારૂં મોંજોવું મુકી દો. તે સાંભળી સદેવંત કહેછે

દોહરો—સાપના કાટ્યા સહુ મરેને, વળીં વીંછુડે તનમન હો ય, નારીના મારયા નર મરે તો, તારા કુળમાં ન જીવે બીજુ કોય

હે સ્ત્રી તું કહે છે કે મારી આંખો જોઈને મરી જસો તો તા રા કુળમાં કોઈ જીવે નહિ. માટે હે સ્ત્રી હવે રકઝક ન કરતાં મારા તપી ગએલા આત્માને તુ ઠંડો પાડ એમ કહીરાજા કહેછે

દોહરો—મુખથી પાલવ દુર કરો, ને ગોરી મુખ મુજને બ-તલાવ; રાજાને તો સ્નેહ લાગ્યોરે ગોરી નેણરે નેણ મીલાવ.

હે સ્ત્રી મને સ્નેહ થયો છે માટે મારાં નેણની સાથે તારાં ને ણ મીલાવ. પછી સાવળીગાએ સદેવંતનો ઘણો આગ્રહ જોઈને વી ચાર્યું કે મોં જોયા વીના તો મુકનાર નથી માટે એને સમજાવ્યાં

કહી સમજાવું એમ કહી કહે છે.

ચોપાઈ—દશે આંગળીએ વેઢ, અંગુઠે જાણે આરશી; કયા જા ણે દુરીજન લોક અપન દુનુંકી પારશી, નીશાળે આવજો રાજ, ચીત મન રૂદે ધરો, ત્યાં મળશે એકાંત, વાલેરા વાતો કરો.

હે રાજા હુ નિશાળે જાઊંછું ત્યાં ભણવા આવજો, એટલે એકાંતે વાતો કરશું સદેવંત કહે હું તો નિશાળેથી ઉઠયો છું. હ હવે ફરીને કેમ અવાય. શાવળીગાએ કહ્યુ ગમેતેમ કરીને આવ જો ત્યારે સદેવંત કહે એતો ખરૂ પણ હાલ મને તારૂ મોઢું બ તાવ નહી તો રાત દીવસ તારી પાછળ ઝુરી ઝુરીને મરીશ તેવું સાંભળી શાવળીગા બોલી એમ હોય તો લ્યો મોં બતાવું એમ ક હી કહે છે.

સોહલો—ચાર ડગલાં મને દેઉ દીએ, પછીથી નેણાંનો રસ લી એ; ત્યારે વગોવશો મુજને આપ. ને થઇ રહેજો મારાને બાપ.

હે રાજા મને ચાર ડગલાં આઘી જવા દો પછી તમને મોં બતાવુ પણ તમે મને ફજેત ન કરશો એમ કહી ચાર ડગલાં આઘી જઇ મુખ ઉપરથી પાલવનો છેડો ખસેડયો અને જ્યાં રા જા સામુ જુવે છે એટલે જેમ આકાશમાંથી એકદમ ઝળઝળા ટ કરતી વીજળી નીકળે અને એકાએક કોઇના જોવામાં આવે અને અંજઇ જાય તેવીજ રીતે રાજા અંજાઇ મુરછા ખઇ પ્ર. થ્વી ઉપર પડયોને શાવળીગા દશેક ડગલાં ગઇ એટલે રાજા આં ખ ઉઘાડી જુવે છે તો શાવળીગા જતી દીઠી એટલે મનમાં ઝુ રવા લાગ્યો ને કહયું કે હવે મને કયાં મળશે. ને એનો મેળાપ ક્યાં થશે, એવી શોચનામાં સદેવંતકુવર ગાંડા જેવો થઇ ગયોછે અને મુખથી સાવળીગા સાવળીગા કહેતો જાય છે.

સોહલો—શશીએ શશીએ સાદજ કરે, દીલ દીવાનુ થઇ રાજાનુ ફરે; વેણે કામણ કરી ગઇ વેર, નીશ્ચે મરવું મારે ખાઇને ઝેર

રાજા પોતે વીચાર કરતો કરતો રસ્તે આલ્યો જાયછે એટલે રસ્તા માં હજામ મલ્યો તે ગોરમહારાજની હજામત કરવા નીશાળે જતો હતો, રાજા નીશાળની વાત સાંભળી ખુશી થયો અને કહ્યું કે બાપ તું નીશાળે જઇ શાવળીંગાનો ખબ્બર લેતો આવજે એમ કહી ઘેર ગયો ત્યાં રાણી પાટમદે બે દીવસથી રાજા ઘેર નહી આવેલા તેથી ઉદાશ થઇ બેઠલી છે તે કહે છે.

ચોપાઇ—વેરી જાગ્યા વીદેશ, સજન જાગ્યા શેહેરમાં, રાજાજી તમારો જીવ, ફરેછે આજ લેહેરમાં; મુખશું મીઠા બોલ કેમન થી બોલતા, શાને કાજે શામ, ફરોછો ડોલતા.

હે રાજાજી ઉદાશ કેમ જણાવછો? રાજા કાંઇ ઉતર આપતા નથી અને એક કોરે ચુપ બેશી રહ્યાછે, હવે પેલા વાલીઓ ધાંયજો નીશાળમાં ગયો ને ત્યાં મેહેતાજી ઊંઘી ગયાછે અને એક કોરે નીશાળીયા ભણેછે ને એક તરફ પડદે રહી છોકરીઓ ભણેછે તેથી શાવળીંગા જોવામાં આવતી નથી એટલે તાબોટા પાડી નીશાળમાં ગાવા મંડી ગયો. (સદેવત નામ મારા વાલો જીરે, તેનું છે કામ મારા વાલાજીરે.) એવી રીતે કુદતો જાયછે ને ગાતો જાયછે તે શાવળીંગાએ સાંભળ્યું એટલે વાલીયાને પડદામાં પાસે બોલાવી કહેછે કે સદેવંતની શી ખબરછે? ત્યારે વાલીઓ બોલ્યોકે બાઇ તારી ચીંતામાં મરેછે ને ઘેલો ફરેછે. શાવળીંગા કહે તું જરા મારા નખ લેતો જા. એમ કહી હાથ બહાર કહાડેછે એટલામાં તો વાલીયાની આંખે અંધારાં આવ્યા ને ચકકર ખાઈ ભોંય ઊપર પડયો ને શુધી આવી એટલે ઉઠી ને શાવળીંગાના નખ ઉતારી લેઇ રાજા પાસે આવ્યો. એટલે પાટમદે પડદામાં ગયાં પછી વાલીયાને રાજા પુછેછે.

સોહલો—એટલામાં આવ્યો વાલીઓ રાત, કુંવર પુછેછે તેને

વાત, સુતાંરે સુખ નથી ને વળી બેઠાં નથી સખ, વાલીએ આ
વી દેખાડ્યા જુવોને નખ.

વાલીઆએ હાથેળી ઉઘાડીને રાજાને નખ દેખાડ્યા એટલે રા
જા મોહીત થઇ કહેછે કે આ હીરાકણીઓ કયાંથી લાવ્યે
અને તેં એની કીમત શી આપી? (હવે એ વાત રાણી પાટમેદે
પડદામાં બેઠાં બેઠાં બધી સાંભળેછે) એટલે વાલીઓ બોલ્યો મ-
હરાજ આ હીરાકણીઓ નથી એતો શાવળીંગાના નખછે રાજા
કહે એના આવા રૂડા નખ? તો હવે એ મને મળે તોજ અ-
ન પાણી લેવું નહીંતો મારે તેની પાછળ પ્રાણ ત્યાગ કરવો, ર
જા કહેછે.

ચોપાઇ—જેવી દીઠી હોયનાર, તેવી કહી બતાવજે; કુડને કપટ
કાંઇ હઇએ નવ રાખજે. વાલીઓ કહેછે.

સોહેલા—મે એવી નથી દીઠી નારી, અને હું તો ફરૂં નગરી સા
રી. તમને કહુંછુ સાચી વાણ, પણ જોએ વાગે મોહનાં બાણ.

દોહરો—કર ઝાલીને નખ કાપતાંરે, મારૂ હઇયું તે નવ રહ્યું ઠાર
જાણે ઝબુકે રાત વીજળીને જેમ ઈ દ્રઘટામાં ઘનઘોર.

ચોપાઇ-ઈંદ્રઘટામાં ઘનઘોર, ઝબુકે જેમ વીજળી; એક દીઠી આ
લબેલ સુબેરે અતી ઉજળી. નિશાળે દીઠીરે જોને નાર, એવી નથી
નગર રાજમાં ઘડી એક બેઠો તારે પાસ, મેં તો દીઠી લાજમાં.
હે રાજા મેંતો પડદામાં દીઠી હતી પણ એના નખ લેતાં હા
થ જોયા એટલે હું તો ભોંયમાં ગોથું ખાઇ ગયો તે બે ઘડીએ
સુધી આવી એવું સાંભળી સદેવંતકુંવર ચીતભ્રમ થઇને ઘોડા
ની ઘોડાળમાં ચાલ્યા (કહેવત છે કે રાજાના કુંવર રીસાય ત્યા
રે ઘોડાની ઘોડાળમાં જઇ સુવે) રાજા ઘોડાની ઘોડાળમાં ગયા
એટલે રાણી પુછછે કે વાલીયા હું રાજાને કયારની બોલાવતી
હતી પણ મારી સાથે બોલતા નહોતા અને તું આવ્યો એટલે

મારી સાથે હશીખુશીને વાતે વળ્યા તેનું કારણ શું? વાલીએ કહે બાઈસાહેબ મારૂં નામ ન દેતો હું તમને કહુ. પેલી વાણીએણ આપણા રાજાએ રાખી છે એ સાભળી રાણીને પોતાના મનમાં ઘણો ક્રોધ ચડયો ને નકી કરયું કે રાજા બે દીવસથી ઘેર નહોતા આવ્યા તે એનાજ વાશ્તે. મારે અહીયાં રહી શું કરવું છે હું એ મારે પીયેર જાઇશ એમ ધારી રાણી રીસાયાં. હવે સદેવંતકુંવર ઘોડાની ઘોડારમાંછે પછી રાજાલાલાબારોટને લેઇ ઘોડાની ઘોડારમાં કુંવર પાસે આવ્યા. ત્યાં કુંવર પોતે સુતાછે એટલે રાજાએ કહ્યું કે તું કેમ રીસાયો છે. તને કોઇએ આંખ દેખાડી હોયતો તેની આંખ કેડું કોઇએ ગાળ દીધી હોય તેની જીભ કાપું. કોઇએ આંગળી દેખાડી હોય તો તેનો હાથ કાપુ. મારા બેટાને કહેનાર કોણ છે ત્યારે સદેવંત પોતે મનમાં વીચાર કરે છે.

ચોપાઇ—સદેવંત બેઠા ત્યાંય, કે મનમાં વીચારજ ધરે; કહુ જો મારી પેર, પીતા મારા શું કરે,

મારા પીતાને કહુ તો ખરો, એમ ધારી પીતાને કહે છે.

ચોપાઇ—મારે જવું છે જોને આજ, ભણવાને કારણે; માનો ને મારા તાત, નીશાળીયા લાવો બારણે.

હે પીતા મારે ભણવા જવું છે માટે નીશળીયાને બોલાવો.

સોહલો—રાજા કહે છે કુંવરને વાત, રાજવળામાં બેઠા કરો તમે કાજ; વારે વારે કુંવર ભણવુ નવ હોય, માટે મનમાં વીચારી જોય.

હે સદેવંત કુંવર હમણાં તો તું ભણીગણી બત્રીશ લક્ષણો થયો છે ને પાછો કહેછે કે મારે નીશાળે જવુછે એ તે શું? હવે તો તારે રાજકાજ કરવાનો વખતછે કે રમવાની વખત છે આવાં વચન સાંભળી કુંવર કહે છે.

ચોપાઈ—સદેવંત કુવર સુજાણ, આવી ઉભા બારણે, મનમાં છે મોટી હામ, ભણવાને કારણે, ગોરને તેડાવે ને આજ, પીતા માનો મારી વાતડી; નહીતો જોજો કાલ કરૂ હું દેહની ઘાતડી.

હે પીતા તમે ભણવા નહી મોકલો તો હું મારા દેહની ઘાત કરીશ એ સાંભળી રાજા માહા ચીંતાવાન થઇ ભાભારોટને કહે છે કે આને હું શું કરૂ આતો કહેછે મારે ભણવું છે ને મારે તો એને ગાદીએ બેસાડવાનો છે. બારોટ કહે હોય સ્ત્રી હઠ બાળ હઠ રાજ હઠ ને જોગી હઠ એ હઠ પુરી કરવી નહી તો એ કાંઇ જેરબેર ખાઇ મરશે પછી રાજા કુંવરને કહેછે.

સોહલો—રાજા કહેછે કુવરને વાત ના કરવી તારે દેહની ઘાત; માનીછે તારી મે બધી વાત, નીશાએ ભણવાને જાઓ પ્રભાત.

હે કુંવર સુખેથી નીશાળે જજો કુંવર કહે ના, હાલ તમે મેહતાને બોલાવો પછી રાજાએ તરત મેહતાને તેડવા મોકલ્યું. હવે રાજા પોતે કુંવરને જમાડી ભાભાબારોટને તેડી રાજ દરબારમાં ગયા એટલે ગોર રાજ સભામાં આવ્યા રાજા કહે કુંવરને નીશાળે ભણવા મુકવો છે. માટે તમે મહુરત જુઓ ગોરે વીચાર કરયો કે ભણીગણીનેતો હમણે ઉઠયો છે ને ફરી નીશાળે કેમ આવતો હશે મને લાગેછે કે કાલે પેલા વાંયજો સાવળીગાના નખ લાગ્યા જેથી કાંઇ એમને ભટપટ થઇછે ખરી માટે નીશાળમાં આવેને સાવળીગાનો બાપ જાણે તો પછી મારે જીવવાની આશા રહે નહી માટે હું એવું મહુરત આપુ કે એમનો કાળાક્ષ થાય નહી કેમકે સાવળીગાને હવે પરણવાનું છે માટે એ સાસરે જાય ત્યાર પછી સદેવંતને મહુરત આપુ. તોપછી મને કાંઇ રકત થાય નહી એમ ધારી મેહતાએ કહ્યું કે માહારાજ હમણાં પાંચ સાત દીવસ મહુરત આવતું નથી કારણ કે વચે વ્યતીપાત

વાઘેશ્વરટ ને પંચક બેસેછે માટે સાત દીવસ પછી બેસાડજો. રા-
જાએ કહ્યું સારૂ ત્યારે આવસે. પછી ગોર પોતાને ઘેર ગયા. હ
વે સદેવંત કુંવરને ઉંઘતો ચડી પણ શું કરે ત્યાં સભામાં કાંઇ
કહેવાય નહી માટે પોતાને મેહેલ જઈ જમાલખાં ને કમાલખાં
બે સીપાઇ હતા તેમને કહ્યું કે તુમ અભીજાકે ગોરકુ જલદી બો
લા લાવ એમ કહેતાંજ શીપાઇ ઉઠીને મેહેતાને ઘેર ગયાને કહ્યું
કે કુંવર તમને બોલાવેછે માટે અબાને અબી ચલો પછી ગો-
રને તેમની સ્ત્રીએ કહયું કે હમણાં તમે ગયા હતા ને પાછા કું
વરે કેમ તેડાવ્યા? મેહેતાએ કહયું એતો કુંવરનું તેડુ નથી પણ
એ તો જમડાનુ તેડું આવ્યુંછે. ગોરાણી કહે એમ કેમ બોલોછો?
ગોર કહે હું મુરત માઠું આપી આવ્યોછું તેમાં ગોરાણી કહેકે
જાવને હવે તે કહે તેમ કરજો નહીતો પાછાં ઘેર જીવતા આવ
વા દેશે નહી ગોર કહે એ વાતતો ખરી પણ ત્યાં જતાં મારા
પગ ઉપડતા નથી તે શું કરૂ. પછી ગોર જેમ તેમ કરી લુઘડાં
પેહેરી કુંવરને મેહેલ આવ્યા. કુંવર આંબોલાલચોળ કરી ક્રોધ
માં બેઠાછે તેમણે કેડમાંથી કટાર ખેચ્યો ને કહયુ કે મુરત ફેરવી
આપે છે કે નહી? નહીતો પેટમાં મારૂછુ કટાર તે જોઈ ગોર થ-
રથર ધ્રુજેછે કે આ નકી મારસે ગોર કહે એ કટાર તમે મેનમાં
ઘાલો ને હું તમારા પીતાને હમણાં જઈ કહુછુ એમ કહી ગોર
રાજાપાસે જઇ કહેછે. સાહેબ મને અફીણની લહેરમાં ખબર ન
રહી તેથી હું ભુલમાં પાછલા વરસનું ટીપણું લાવ્યો હતો પણ
ઘેરજઇ તપાસ્યું તો આજનું ચોઘડીયું એવુંતો ઠીકછે કે નપુછો
વાત. રાજા કહે એમ હોયતો વરઘોડો જલદી અત્યારે નીશાળ
ગરણું કરીએ. પછી ગોર નીશાળે ગયા. અને રાજા વરઘોડો ચ
ડાવી ધામધુમથી નીશાળે જાય છે ચઉટામાં લોકોની ઠઠ જોવા
મળી છે નીશાળમાં કહી આવણી આ પણ વરઘોડો આવતો જુ

વે છે ને મેહેતાને કહે છે.

દોહરો—હલકે મેદની જોવા મળીને વળી જુવે નાનેરા બાળ; સોના શ્રીફલ હાથે ધરીને, ઠાકરો ચાલ્યા આવેરે નીશાળ. ઢેલ નગારાં વાગીયાંને, મેતા શરણાઈઓ પુરેરે સાદ. માનોનેરે મેતા તમારી નીશાળે સદેવંત ભણવા આવે આજ.

હે મેહેતા તમારી નીશાળે કોઇ રાજાના કુંવર જેવું ભણવાને આવે છે. તેના વગર આટલી ધામધુમ હોય નહી હવે સદેવંતના બાપે મેહેતાને કહ્યું.

દોહરો—ગોર મારા ગોરજીને તમને લળીલળી લાગુ પાય; સદેવંતકુંવર સલક્ષણારે તેને ભાવે તે વિદ્યા ભણાવ.

હે ગોર હવે કુંવર ભુલી ન જાય તેમ કરજો મેહેતા કહે સારૂ હવે ગોર અરીણની લેહેરમાં આવ્યા તેથી સદેવંતને કહે હું સુઇ રહુંછું ને તું સોટી લેઇ છોકરાંને ભણાવ, એમ કહી ગોર ઉંઘી ગયા હવે સદેવંત પોતે પડદાની પાસે જઇ તેને ઓઠીંગુ દેઇ બેઠા છે ને છોકરાને ભણાવવા મંડયા શાવળીંગા સદેવંતનો શબ્દ સાંભળી પોતે પણ છોકરીઓને ભણાવતી હતી. તે તેજ પડદા પાસે આવી વીચાર કરે છે કે હવે સદેવંતને બોલાવાય કેમ તેથી પાટી ઉપર બાવ લખી પડદા તળે ખશેડી મુકી એટલે સદેવંત પાટી લઇને બાવ વાંચે છે.

દોહરો—સરસ્વતીમાતાને વીનવુંને; વળી ગણપત લાગુ પાય; પાટીયુ લખ્યાએ પ્રાતણુને વળી તેતો વાંચી સંભળાવો મને રાય.

તે વાંચી સદેવંત ખુશી થયો અને પોતે પણ પાછો તે પાટીયામાં બાવ લખી પડદા તળે પાટી ખશેડી મુકી.

દોહરો—માતા સરસ્વતીને વીનવુંને હુંતો કથન ન જાણું કેણ; પેહેલારે પ્રીત સદેવંતશુરે, જ્યારે મળીઆંત નેણુરે નેણુ.

હે શાવળીંગા હું તો કથન કે કેણ કાંઇ જાણતો નથી, પણ જ

પડેરીએ જે દિવશે મળી. તે દીવસથી પ્રીત જાણુસ્કું તે થાવ વાં આ સાવળીંગા ઘણી ખુશી થઈ હવે સદેવંતે વિચાર્યું કે મેહેતા જાગશે તો દેખશે તેથી ઉભા થવા જાય છે એટલામાં સાવળીંગા એ પાઠી લખી પાછી ખડકી મુકી.

સોહલો—નીચે નેણે નહી મેલુ કાડી, બેશો બેસો મારી છાતી ટાઢી; જો મેર આપણો કરશેરીશ, તો સોપીસ પેહેલું વાઢીમારૂ રે શીશ

હે શદેવંત તમે કેમ ખાઓ છો જો નાચે નેણે બેશોતો કહાડી નહી મુકુને જો આપણો ગોર રીશ કરશે તો હું મારૂ શીશ તેને પેહેલુ વાઢી આપીશ આવું સાંભળી સદેવંતને હીમત આવી તેથી પોતે પાછી પાટી લખી.

સોહલો—ભણતર ગણતર ના જાણુ ભેદ: વાંચુશ્કું પણ નથી વિવેક. ગોર આપણો શીશાળવો છે તે રખે મને કડવુંજ વચન જ કહે.

તું મને બેશરે છે તો ખરી પણ ગોર ઠપકો દેશે તે સાંભળી સાવળીંગા પાછી પાટી લખી આપે છે.

સોહલો—સાવળીંગાના અક્ષર ચાર, ગોર વખાણે વારંવાર; મનમાં ફટક લગારે ન ધરો પાટીયું ભણીને રાજ આસ ઓરી કરો

તમે લગારે ફીકર રાખશો નહી ત્યારે સદેવંત કહે કે તારોને મારો મેળાપ થ.પ. આ તો જેમ સ્વપનામા જોઈએને જાગીયે એટલે કાંઈ નહીં એવું છે માટે તું આપે આંખ મળે એવા ઉપાય કર ત્યારે સાવળીંગા કહે આજનો તો દહાડો ગયો પણ કાલે તમે ગોરને ચંપાબાગમાં ઉજાણી આપો પછે ગોર શીધાં લેવા જશે એટલે તમે નીશાળીયાને કાડી મુકજો અને હું છોકરીઓને કહી મુકીશ એટલે આપણે એકઠાં થઈશુ એવું સાંભળી સદેવંતે તેના કહેવા પ્રમાણે બીજે દહાડે ગોરને કહ્યું કે આ જ ચંપા બાગમાં ઉજાણી છે માટે તમે ત્યાંહાં જજો ગોર કહે

નિશાળ મુકીને કેમ જવાય ? સદેવંત કહે કોઠારી તમારા વગર શીધાં કોઈને નહી આપે; માટે તમે પડે જશો તો શીધાં મળશે પછે ગોર શીધાં લેવા ગયા પછે સદેવંતે છોકરાને કાહાડી મુક્યા અને શાવળીંગાએ છોકરીઓને મારી કાહાડી અને પડદા બડદા તોડીને ફાડી નાખ્યા તે જોઈ શાવળીંગા કહે છે કે તમે આ બધા પડદા ફાડીને ઉઘાડું કરયું હવેમહેતા આવશે તો શો જવાબ દઈશું ? પેલો કાણીઓ ગોરને તેડવા ગયો છો તે હમણે બોલાવી લાવશે સદેવંત કહે જેમ થવાનું હશે તેમ થશે પછી સદેવંતને શાવળીંગા બે જણ બેઠાં વાતો કરે છે.

દોહરો—નેણ પદારથ નેણ રસ, વળી નેણેરે નેણ મીલંત; અજાણાશુ પ્રીતડીરે, એતો પ્રથમ નેણારે કરંત.

હે શાવળીંગા અજાણા માણસથી પહેલી પ્રીત આંખે જોયાથી થાય છે તે સાંભળી શાવળીંગા કહે છે.

દોહરો—નેણ પદારથ નેણ રસ, ને વળી જે કરી જાણે કોય; જેવો મીઠો એવો વાણનોરે, વળી નેણે તે કદીએ ન હોય.

હે સદેવંત કુવર એકલી આંખો તે શું કરે પણ જો સારી રસ ભરેલી બોલી આવડતી હોયતો તે કરે એવું નેણથી થાય નહી તે સાંભળી સદેવંત કહે છે.

દોહરો—ફટ નેણા ફટ પાપીઆ, તને હજુએ ધરપત નહી; નારીને મન નેડો નહીને પછી લાલચ ત્યાં શું રહી.

સદેવંત બોલ્યો હે નેણ પાપી ચંડાળ તને હજુ ધરપત વળતી નથી આને મનતો કસુએ નથી તો તું શીદને લાલચ રાખેછે તે સાંભળી શાવળીંગા બોલી.

દોહરો—નેણ અમારાં લાલચુને, રાજા ભળી આવે રળીઆળી જાય; દુખી મંગા માંડવાને, એતો ફોકટની ભીખારીરે થાય.

શાવળીંગા બોલી હે રાજા અમેતો અમારાં નેણને ઘણાંએ વાળીએ છીએ પણ રૂડા માંડવા (જવાન માણસ)ને જોઇને બી ખારા થાયછે તે સાંભળી સદેવંત કહેછે.

દોહરો—અમ નેણાંને વારીએ, ને વળીં રાખીએ ઠીકાઠીક; દેખી અગા ગોરીઆંરે, જેમ માગી ન મળે જોને ભીખ.

હે સ્ત્રી જેમ તું વારી રાખેછે તેમ હું પણ વાળી રાખુંછું પણ સારી સ્ત્રિ જોઇભીખ માગે ન મળે તેવી રંતે લાલચુ થાય છે તે સાંભળી શાવળીંગા કહેછે.

દોહરો—કાંક નેણને તમ વારજો, ને રાજા હઇડું તે રાખો જોને હાથ; ચંચળ નેણાં એતો સ્વાનગતી, ને રાજા નફટ ભીખારીની જાત.

હે રાજા તમારી આંખો કુતરાં અને ભીખારીની માફક કેમ ભટકે છે? તે સાંભળી રાજાને રીસ ચડી અને કહેછે કે તેં મને કુતરા ને ભીખારીની માફક ગણ્યો તે સાંભળી શાવળીગા કહેછે

દોહરો—પગ ઉપર પાઠી ધરીને, રાજા ઉપર મેલ્યાં જોને શીશ; ગોર આપણો આવશે તો; રાજા ઉલટી કરશે રીસ.

તમ આ ઉંચું માથુ ઘાલીને બેઠાછો ને ગોર આવશે તો ખીજશે સદેવંત બોલ્યો.

દોહરો—કુન ગુડે કામની તણા, ને વળી ઉંચનીચ ઘર જોને જાય; અમ નેણાંને વારીએરે; મારી આંખો અખજ ખાય.

હું તો ઘણોએ મારા નેણાંને વારું છું પણ મારી આંખો આંખ જ ખાય છે. શાવળીંગા પછી આવાં રોસ ભરેલાં સદેવંતનાં વચન સાંભળી નમીજઇ કહે છે.

દોહરો—સુણ શાવળીંગા સદેવંત કહે, ને વળી મેલી તે મન ની માણ; જેહેર ખાઇને હું એ મરતો, મારો પીતા લાજત શ ળીવાન

હે રાંડ તારા મનમાં તો કશુંએ નથી પણ હું તો તારે વાસ્તે મ-
રત તો મારો પીના બાજત.

દોહરો—નારીને માટે કીયા નર મુઆ, ને રાજા તમે કરોછો પે-
હેલ; પ્રીત કરીને પાછા ખસેરે, એતો એલાડુના નહીં બેલ.

ચોપાઇ—એલાડુના બેલ, નેણાં રસ વેરતાં; મુખસે મીઠા બો
લ. રેહેજો તમે બોલતા.

નારીને સારૂ એવા કેટલા નર મુઆ છે તે મને બતાવો નહી
તો તમે મરી રસ્તો કાઢવાના હતા કે શું ? પણ જે પ્રિત કરી પા
છો હઠે એ માણસ ન જાણવું માટે તમે મારી સાથે હશીખુશીને
બોલો સદેવંત બોલ્યો.

ચોપાઈ-પદમણી તારાં વેણ, રૂદેમાં પરવરે; બાણાવળીનાં છુ-
ટયાં બાણ, તેતો પાછાં કેમ ફરે.

ઓ શાવળીંગા તારાં જે વેણ તે મારા રૂદયમાં સુસરાં આ-
વ્યાં જાય છે જેમ બાણાવળીનું બાણ પાછું ન ફરે તેમ તને
છોડનાર નથી તે સાંભળી શાવળીંગા કહે છે.

દોહરો-પ્રિત અગોચર કીજીએરે, રાજા મારૂ કહ્યુંરે તુંતો મા
ન; કોઈને નવ સંભળાવોયેરે, રાજા એકથી બીજે કાન

રાજા પ્રિત કરવી તો છાની કરવી પણ એક કાનથી બીજે કાન
જાય એમ કરવી નહી ત્યારે રાજા કહે મેં કોને કાને સંભળાવી
એ બતાવ. ત્યારે શાવળીંગા કહે કે જુવો એક લાલાબારોટ;
બીજી વાલીઆહજામ તથા ત્રીજી પાટમદે રાણીએ અને થોડાક
ણી મેહેતા પણ જાણે છે. માટે કાંઇ સમજણ રાખો પછી રાજા
ઉભા થાય છે કે આ મહા કામાતુર થઇ સદેવંતની ધોતીની પા
ટલી તાણી ખેંચે છે કે હવે કયાં જાઓ છો એટલે સદેવંત થ
રથર ધ્રુજવા લાગ્યો કારણ કે એણે કોઇ દીવસ કોઇની સાથે

પ્રિતી કરેલી નહી તથા આ પેહેલવેહેલી થઇ તેથી દેહેસત લાગી. હવે કાણીએ ગોરને સોધી કહાડયા પછી કહ્યું કે મહાહાજ સદેવતેતો પડદાબડદા ફાડી નાંખ્યા એવું સાંભળાં ગોર ત્યાંથી ધસ્યા ધસ્યા નીશાળે આવ્યા ત્યાં સદેવતને શાવળીંગા ઝાલી રહી છે તે જોઇ કહે છે.

દોહરો—પકડીયાં કામનીએ છેડલારે, રાજા થર થર થર થર થર થાય, એવે સમે ગોરજી આવીયારે, એતો તંબુતણી માંય

ચોપાઇ—તંબુતણારે માંય, સદેવંત શું કરે, લોકડીયાની લાજ હઇયામાં નવ ધરે.

ગોર તહાં આવી સદેવંતને કહેછે કે તું કોઇની લાજ રાખતો નથી માગીને પડદાબડદા ફાડી નાંખ્યાછે છોકરાને મારીને કાડી મુકીયા માટે હું તો જઇને તમારા પીતાને કહીશ મારે હવે નીશાળ ભણાવવી નથી એવી ધમકીનો અવાજ સાંભળી સર માઇને નીચું જોઇ નીશાળની બહાર ચાલી નીકળ્યા, પછી ગોર સાવળીગાને કહેછે કે બધી નીશાળ બગાડી તે સાંભળી સાવળીગા કહેછે.

દોહરો—ઘરરે ધ્રુજ્યાં ને વળી છાપરા હાલીયાંરે કંઇ ઓરડી તે ખડખડ થાય; વા ને વટોળીયો આવીયો, તે ગોર પડદા ઉડારે ઉડી જાય.

હે ગોર વાને વનટોળીઆ અડગ્યા ને મારીને છાપરાંનાં નેવાં ખડખડવા લાગ્યાં ને પડદા છુટીને એની મેળે ઉડયા.

ચોપાઇ—શીખ દેને ગોર ઘેર દીશાએ ચાલીએ; રૂડાં વધામણાં કોય પીતાજીને આપીએ. એમ કહીને નાર ઘરભણી ચાલીયાં. મળીયા શદેવંતરાય મુખે મુખ ભાળીઆં.

રજા લઇ શાવળીંગા બહાર નીકળી એટલે સદેવંતને કેહેછે કે જુ

ઓ આજો દીવસ આપણો અકારત ગયો ને ગોરે જાણ્યું ત્યારે સદેવંત કહેછે કે મારાથીતો કાલે નીશાળે નહીં અવાય. આપણું કામ પેલા કાણીયાએ બગાડયુ હવે કેમ કરીશું? શાવળીંગા બોલી ગોરે કુંઆર વાવીછે માટે બધા છોકરાને અને છોકરીઓને એક દીવસ ટાવા મોકલેછે પણ તમે નથી ગયા અને હુંએ નથી ગઈ માટે જઈને કો કે કાલે તમારી વાડીએ અમો હુડા ટાવા જઈશુ ને હું તે ભાતઆપવાઆવીશ તેસાંભળી સદેવંત પાછો ગોર પાસે આવીને કહ્યુ કે તમારી વાડીએ જવાનો વારો અમને નહીં આપો? બધાને આપોછોને. ત્યારે ગોર બોલ્યા તમે રાજાછો.ત્યારે સદેવં ત કહે પેર રાજા પણ આંહીતો નીશાળીયા. ત્યારે ગોર બોલ્યા ક લે તમ જજો સદેવંત કહે મારૂ ભાત આપવા શાવળીંગાને મોક લજો. ગોર બોલ્યા બાઈ આવશે તો મોકલીશ પછી સદેવંત ત્યાંથી ઘેર ગયો અને ગોર પોતાને ઘેર ગયા પણ ખાવુંપીવું સુ ઝતું નથી ને ઉદાશ થઈને બેઠાછે,ત્યારે ગોરાણીએ કહ્યુકે તમે આ જ ઉદાશ કેમછો. ગોર કહે રાજાનો કુંવર વાડીએ જવાનોછે ને તેને ભાત આપવા શાવળીંગાને મોકલવાની છે ને એ ન જાય તો પછી જીવવાનુ ઠેકાણું નથી, ગોરાણી કહે એમાંતે શુંછે મા રી પાસે મોકલજો એટલે હું સમજાવીને મોકલીશ. બીજે દીવશે સદેવંતે પાટમદેના પાથરવાનો રત્ન જડીત ઓછાડ હતો તે છા નો માનો લેઈ બચકીમાં બાંધ્યો તે પાટમદેએ દીઠો એટલે સદે- વતને કહેછે.

દોપાઇ—દીવસ ચડયો પહોર, બચકા કયાં બાંધીઆ; પાટ મદેના ઓછાડ તે કોને કાજે ચોરીયા. એ વરાગણી આજ, કો ને તમે દેખાડશો; સાચુ કહોને મારા શામ પાછા ક્યારે ઘેર આવશો હે મહારાજ આ વરાગણી આજ તમે કોને દેખાડશોને તમે

ઘેર કયારે આવશો પણ રાજા કાંઈ ઉતર આપ્યા વગર ગોરની વાડીએ ગયા: ત્યાં એક ચંપાના ઝાડ નીચે રત્ન જડીત ઓછાડ પાથરીને સુતા ભોંયમાં કાંકરા હતા તેથી ખુચ્યાં તેથી પોતાની તરવાર વતે કાપી ડાંગર વાઢી અને તેનો ચોતરો કરીં તે પર ઓછાડ પાથરીને સુતાને શાવળીંગાના વાટ જુએ છે. ઝાડ ઉપર તમામ પક્ષીઓ પોતે આમ, જામ, શીતાફળ, લીંબુ, નારંગી, બોર, ખજુર, દ્રાક્ષ, પપનશ, એ સરવે ફળફળાદી કોચી ખાઇને નાખે છે પણ કોઇ ઉડાડતું કર્યા. શાવળીંગા નીશાળે ગઇ એટલે ગોરે કહ્યું કે તને ગોરાણીં બોલાવે છે શાવળીંગા કહે શું કામ છે ગોર કહે કાંઇ કામ હશે શાવળીંગાએ કહ્યું હું તો કાંઇ જતી નથી પછી ગોરે ઘણું કરી ગોરાણી પાસે મોકલી. ત્યાં ગોરાણીએ કહ્યુ કે આજ રાજાના કુંવર સદેવંત વાડીએ ગયાછે અને તું કોઇ દીવસે વાડીએ ગઇ નથી તેથી આજ ભાત લેઇને જા. શાવળીંગા કહે મેંતો વાડી દીઠી નથી ને હુંતો કાંઇ જતી નથી, ગોરાણી કહે ગરજ હોયતો પુછતા પુછતા લંકામાં જઇએ શાવળીંગાના મનમાં જવાનું તો હતું ને ગોરાણીએ ઘણું કહ્યું ત્યારે કહે લાવો જઇએ. પછી ગોરાણીએ બે લાડવા હતા તે રૂમાલમાં વીટીને આપ્યા તે લેઇ શાવળીંગા ચાલી તે રસ્તે જતાં વીચાર કરેછે કે મારા રાજા આલાડવા ખાય? એમને વાસ્તેતો બત્રીસ ભાતની રસોઇ અને તેત્રીસ ભાતનાં શાક કરી સોનાના થાળમાં મુકી રૂપાની ઝારીમાં ચોખ્ખું નીર ભરી સોળે શણગાર પેહેરી જઇને જમાડીશ એમ કહી એક કુતરો આવ્યો તેને લાડવા ખવરાવી દીધા અને પોતે ત્યાંથી પોતાના રંગ મેહેલમાં એકાંત વાસ ઉપર આવી અને રસોઇ કરવા સારૂ નાહીધોઇ શાવળીંગા બેઠી પોતે નાના પ્રકારનાં પકવાન, શીરો, કંસાર, દુધપાક, આરીયાં, ગળકા, કોળુ

ગવાર, મગ ચોળાનીશીંગો, રતાળુ સુરણ, ડોડી, વંતાક વાલોળો વગેરે નાના પ્રકારના શાક વઘારયાં અને વળી કુળાં, અળવી, કોળુ, ઈત્યાદી ભાતભાતનાં ભજીયાં બનાવ્યાં એ રીતે ઘણી સુંદર રસોઈ મરી મીઠું વગેરે મસાલો નાખીને તઈયાર કરી પોતે શ ણગાર સજવા દાશીને બોલાવેછે, દાશીએ એક રાવતની સાથે માયા કરી હતી પણ ચાર દીવસથી તેની પાસે ગઈ નહોતી તેથી હમણાં મારી બાઈ કામમાછે માટે જઈ આવું એમ ધારી તેથી પાસે ગઈ ત્યારે પેલા રાવતે ચાર દીવસથી આવી નહોતી તેની કરોધ ચડયો ને તેને પાંચ સાત ચાબખા લગાવી દીધાને કહ્યું કે રાંડ ચાર દીવસથી કયાં ગઈ હતી દાશી કહે મહારાજ કામમાં બ રાઈ હતી તેથી અવાયું નથી તે ગુસાઈને બેઠો ને દાશી પણ રી સાઈ કોરે બેઠી. હવે રાવત મનાય ત્યારે શાવળીંગા પાસે દાશીથી જવાય અને શાવળીંગા રસોઈ કરી શણગાર સજેછે અને દાસી ને ધાંટો કહાડેછે પણત્યાં કોણ હોયતે બોલે પછી પોતાને હાથે મન્જુસ ઉઘાડી સણગાર સજવા માંડયા ને મનમાં દાશીને ગાળો બાંડેછે. હવે તમામ રસોઈ સોનાના થાળમાં ભરીઉપર રૂમાલ ઢાંકી થાળ ભરી કોરે મુકાં છે અને પોતે અંગે સોળે સણગાર સજેછે એવામાં એક લાકડાનો કડકો ચુલામાં સળગતો રહી જ વાથી તેની ધુંની જોઈ તેની ભોજાઈ ચોકમાં બેઠી હશે તે રંગ મેહલમાં આવીને કહે છે.

ચોપાઈ—શેઠ મોહાટા શાહુકાર, પીયા પેર પીયારે; નર વીન નીનાર, તું આવડો બનાવ કીમ કરે; દેખશે દુરીજન લોક, વીં ચારે વાતમાં; આપણે ઉત્તમ જાત, હળવાં પડીએ નાતમાં.

હે બાઈ આપણે મોટાના છોરૂં થઇનેઆવાં તોફાન નાકરીએ શાવળીંગા મહા કોપાયમાન થઇને ભોજાઇને કહેછે.

ચોપાઇ—મેં માનીતી કોઇ સદા શીવની માનતા, સજીછું શી

ળશણગાર અંગપર શોભતાં પ્રથમ પુછયું જઈને મારી મા
છી કહી દઈશું અમારા ભ્રાતને.

હે રાંડ હું મારી માને કહીને પહેરૂંછું હવેજો કહીશતો તાર
માંઢાને કહીશ તે સાંભળી ભોજાઈ કહે નકી એના બાઇને કહીને
માર ખવરાવશે માટે શાવળીગાને સારૂં લગાડવા વાસ્તે સમજા
વી ને કહેછે.

ચોપાઈ--બાઈજી હર્ષાને કીધો ખ્યાલ; એના નવ આણીશા
ઓરતા; તમે સજો સોળ શણગાર. પેહેરો અંગ શોભતા.

હે બાઇ હુંતો હસતાંહસતાં કહેતી હતી એટલા ાં તમે આટ
લી બધી રીસ શુંકરવા કરોછો પછી ભોજાઇ કહેછે. કે હું જયા
નમુંછું ત્યારે ઉંચે જઇ બેસેછે એના બાઇને કહી શું કરશે.

ચોપાઇ – કહ્યા માટે શુંય, કહેશો તમારા ભ્રાતને, પુજવાંન
કુળ હોયતો તેડાવો રૂડા સાથને.

હે બાઈ માનતા માની હોયતો સાહેલીઓને તેડી વાજતે ગા
જતે જાઓ ને એકલાં શું કરવા જાઓછો એટલું કહી પોતે ની
ચે જઈ બેઠી. શાવળીંગાને ભાભીના વચન બાણ જેવાં લાગ્યા
હવે ભોજાઇ અને દાશીને ચાળો બાંડતી જાયછે. ને શણગાર
પેહેરતી જાયછે.

દોહરો–કડાં સાંકળાં અણવટ વીંછવા, ને વળી ઝાંઝરનો ઝ
કાર; બાજુબંધ બેરખી ચીપ ચુડલા ને વળી નવસર મોતીનો હાર

ચોપાઈ—હેમજડયા હાર. મોતી જાણે જડીયાં, કેસર ચંદનરે
લાટ , હાંગવે તે તાણીયાં; ટીંયો ભરયો અનુંપ ગજ મોતનકી
રાખડી; ભાલે અંગારે વેન, કુલાં કેરી પાંખડી, કાંબીને કડલાં
ર, વીંછવા વાજણી, ઝાંજરનો ઝમકાર ઘુઘરા ગાજણી; ફરતી ગુ
લદમાળ, અંગપર શોભતી; શોભા ઈંદ્રના છોડ,, અપસરારે

બની અંગેકુમકુમકી લાલ, બત્રીસી જેની ઉજડી. દાડમ કળી યા દંત બની એક પુતળી. નાક સુડાની ચાંચ, તેણે પહેરી વેસરી, હોય નેણાંકેરે બીચ, ચોડી એક ટીલડી, સજ્યા સોળ શણગાર, આપરે સમાણીયાં, કાજળ કાળી રેખ, આંખોમાં ડારીયાં ધરયા સરવે શણગાર; બની સુઘડ નારીયાં. હાથ લીધો થાર જળભરી ઝારીયાં, જ્યારે ઉઠીરે અલબેલ, દાશીરે પધારયાં, ભાઈરે હોનુંકી નજર વારીવારી વારીયાં.

હવે શાવળીંગા શણગાર સજીને મહેલમાંથી ઉતરેછે એવામાં દાશંને આવતી જોઇ એટલે રીસ કરી થાળ હેઠા મુકી એક સામા તકતો હતો તેમાં પોતાનુ મુખારવીંદ જુવેછે અને કહેછે કે આ મારો સાળુ બહુ હલકોછે તેથી હું બીજી મલકપરોની જે સાડીછે તે પહેરૂં.

દોહરે:—આછા સાળુરે મારે ઓઢશેને, હું તો પહેરૂં ચંગારે ચંગા ચીર; જેના પાલવ રૂડા શોભતારે, એવા પહેરવુ મલકાપરીરે મલહીર.

એમ કહી હલકો સાળુ કહાડી નાખ્યો અને ચીર કહાડી પેહેરયું પછી હાથમાં સોટી લેઇ દાશીને કહે છે.

દોહરો—બુધ વિનાની બાનડીને રાંડ હસવામાં કાંઇ ન જાણ; એકતો દુરીજન મારીભાભી અઇને તેતો હસવામાં કરી ગઇ હાણ.

એમ કહી દાશીને બે ત્રણ સોટીઓ જડાવી દીધી કે રાંડ તુ જતી રહીને મારી ભોજાઈ આવી મને મેણાં મારી ગઇ તે મારે સાંખવાં પડયાં ત્યારે દાસી કહે છે.

દોહરો—સોબતડી બાઈ સહુંને સરખીને વળી કોઇને રાજાને કોઇને રાંક; પણમણી મનમાં વીચારજોરે બાઇ ગરીબનો કાઢોવાંક.

હે બાઇ ગરીબ તાબેવંત બધાને પ્રીત સરખા હોય તમે તો

મારી વાંક કહાડો છો પણ મનમાં વીચારો હવે શાવળીંગા મહે લમાંથી જેમ આકાશમાંથી વીજળી ઝબકેમ એ તેજ મારતી ની કળી.

કવીત—મજની મૃદંગ બેઠા, કટાક્ષ માન પુંજ, નેનેનેન માહે અંજન બનાય કે, આભુષણ લીલા બનાઠના અતી પ્યારી, કારી ઘનસારી મતબારી લપટાયકે, અતી હુંગટાબ્યુ અંધારીકારી વીજ ળી ચમકે માનુ અટારી ચરી આયકે; સુંદર શાવળીંગા ચલી જા ય બજારમાં શણગાર સબી લગાયકે

કવીત—શીરા ફુલ શીરદાર, એસરતો ફોજદાર; કરણું ફુલ કાર કુન, ગજરા તે કાજીહે. નેન તો અમીર જાહે, ચોધરી અધુંર બે ન, બાજુબંધ છડીદાર, છટાછટી છાજીહે. કાનુ કે કુછ જાન. કં ચુકી બીરાજમા; નક્ષઅદકી જોબનકી જમાગી ઝાઝીહે, સુદરી સ જે શણગાર, પ્રીતમકુ મોલનેકુ, ઝાંઝરકો ડોર માનુ નોબત જાું બાજીહે, અંચકો ઓટ માનુ, દોટ કીયો ઘુઘટકો, એકેહી ચીત ચલી મારચો હઠાયો હે. મારેતો શમશેર અતી, કટારીદીગ અંજ નકો, જીતકો નગારો ગગડઅંબહી બજાયા હે, મોતીગામ નેન બ ન કામકી બંદુક માન; મન હુકી અટક ઝઘડો મચાયો હે, શેજ સુખડા મીલ આભુષણ બેતપરે આજ ગોરી ધરે પલકે મરદકુ ચઢાયો હે.

આવી તરેહથી તેના શણગારની અને તેના બદનની અગણી ત શોભા આપતી શાવળીંગા બજારમાં જાય છે.

ચોપાઇ—નારી ઝાઝા નેહ, બજારમાં નીશરયાં, સારા શેહેર ના લોક દીવાના હો રહ્યા. જેમ હાથમાં દીવો સાર, જોવાને ની શરી; કોરે ઓભે કોય ઝબુકે છે વિજળી.

શોહલો—સુંદર બજારમાં ચ.લી જાય, લોક કહે રૂપવંતી વાએ

વાય; છેલ જુવે તેને કેમ સુહાય, હૈયું કુટેને કહે હાયહાય.

શાવળીંગા ચાલી જાય છે એવામાં એક વાણીઓ ઘી તાવ તો હતો તે હાથમાં કુલું લેઇ તાવડામાં રેડવા જતો. તેવામાં તે ણે શાવળીંગાને જોઇને બેભાન થઇ ભોંયમાં ઘી રેડી દીધું તે જોઇ એક જુવાન બ્રાહ્મણ વાણીયાને કહે છે.

દોહરો—પડ્યો બાજરુ કાજરુ, ને ઝટઝટ ફુરંગીની બાય; ઘી રે વેચંતા વાણીયારે તારા સુરત ઢોળી ઢોળાઇ જાય.

હે વાણીયા એમાં શું દીઠુ, કે તેં ઘી ઢોળી નાખ્યું ત્યારે વાણીઓ બરાહ્મણને કહે છે.

દોહરો—સાચા દલથી સમરણ કરીને, વળી ચાલી જાય સુરત નીરધાર; મેર આવે માગીએ એવી નાની નાજુક નાર.

વાણીયો કહે એના રૂપ ઉપર એક કુલું તો શું એવાં પાંચ કુલાં ઉતારીને ફેકી દઉં કોઇના તો તરફ જોતી નથી. બ્રાહ્મણ કહે છે તું તો નુંકશાન કરી તેના સામુ જુવે છે પણ હું એને બોલાવું એમ કહી શાવળીંગાના સામો જઈ ઉભો રહ્યો, પણ શાવળીંગાએ સામું ન જોયું ત્યારે બ્રાહ્મણે એક દુહો કહયો.

દોહરો—નારી તું કાંઇ નથી જાણતી, ને વળી જાણેરે મને ઉડાય; આ છેલડો તને સામો મળ્યો. ને તુ રસની ભીગારે કેમ જાય તે સાંભળી શાવળીંગાને ઘણી રીસ ચડી એટલે આંખ કાતરી બ્રાહ્મણ ભણી જોયું એટલામાં ભટને ફેર આવ્યાને મુરછા ખાઇ એક કીચડનો ભરેલો ખાળ હતો તેમાં પડયોને આંખો તરી ગઇ.

ચોપાઇ—સજ્યા સોળ શણગાર, પીયાકેરે કારણે, મારયા નેણુ કેરા બાણ, બ્રાહ્મણ પડ્યો ખાળમાં.

ભટને પડેલો જોઇ વાણીયો કહે છે ભાઇ પાસે જઇ કેવો બા

ભ કમાયો અમ વેગળે રહ્યાને નુંકશાન તો થયું પણ આબરૂઆર તો છીએ. હવે શાવળીંગા ઉભી બજાર ચાલી નીકળી અને તેનું રૂપ મહાતેજસ્વી કે જેવીં આકાશની વીજળી, પુનમનો ચંદ્ર અને હોળીની ઝાળ માફક પ્રકાશ પામી રહ્યું છે અને જે જુવે છે તે મોહીત થાય છે. એક શોનાની દુકાન હતી તેમાં તે ઘાટ ઘડતો હતો તે એને જોઇ પોતાનો અથોડો માથામાં મારવા લાગ્યો અને ચોરામાં જે ચારણભાટ બેઠેલા તે અને દુકાનોમાં બેઠેલા વાણીયા તેને જોઇ મોહીત થયા.

ચોરે મોહ્યા ચારણભાટ, બજારે મોહ્યા વાણીયા; શોનીએ ફોડયાં શીશ; લવારે પગ તોડીયા.

એવી રીતે શાવળીંગ. કઈકને છકડો મારતી ચાલી જાય છે એવામાં ખાળમાં જે ભટ પડયો છે તેની સ્ત્રી જમેવાની વખત થઇ છે તેથી મહારાજને બોળવા નીકળી છે એવ માં એક આદમી કહે છે કે આ બાયડી જાય છે તેને જોઇ મુરછા ખાઇ પેલા ખાળમાં પડયો છે. ત્યારે પેલી સ્ત્રીએ રીશ ચડાવી શાવળીંગા સાથે લડવા લાગી તુ મારા ધણીને મારી કયાં જાય છે તે વારે શાવળીગાએ સામુ જોયું એટલે તે પણ રાજી થઈ ગઇ પછી ભટાણીને કહે છે.

દોહરો--ચંદ્રબદન મરઘલોચનીને. રાંડ બળ્યો તારો જોને રંગ, તને દેખી મારો પીયું પડી ગયોને રાંડ કાદવ ભરીયોરે રંગ

હે રાંડ તારૂ બળ્યુ રૂપ, કે મારો ધણી કાદવમાં પડયો તે સાંભળીને શાવળીંગા કહે છે.

દોહરો—મુને દેખીને તરૂવર ડગેને વળી હસ્તીના તુટે જોને દંત; જાએ.ને સધવર ઘેર સાકર વેંચો કે જીવતો રહ્યો છે તકંથ.

કે રાંડ મને જોઇને તો હાથીના દાંત ઉખડી પડે છે પણ તારો ધણી જીવતો રહદો માટે ઘેર જઇ સાકર વેંચ એવું સાંભળી બટાણી ઝંખવાણી પડી ગઇ અને પોતાના ધણીને બાજમાંથી ઉઠાડી ઘેર લઇ ગઇ. હવે શાવળીંગા બજારમાં ચાલીચાલી દરવાજા આગળ આવી ત્યારે ત્યાં દરવાજામાં એક જવાન અને એક ઘરડો એવા બે સામસામા શીપાઇ બેઠા છે પેહલા જુવાન છોકરાએ કહ્યું કે દેખો બડેમીયાં કયા મજેકી નાજુક નાર આતી હે ત્યારે બુઢો બોલ્યો કે ચુપ રહે એતો કોઇજીવતી ચુડેલ હે તું નાના હોકે કયા બોલતા હે આપી બજારમેં બડા જુલમ કરકે આઇ હે એક સોનીકા ઉસકુ દેખકર શીશ ફુટ ગયા, એક લુહારકા પાઉં ટુટ ગયા, ઓર એક બનીયાકા ધીકા કુપા ટોના ગયા, એક બમન તો બીચારા બુરી તરેસેં પડયા હે ને જો કુછ તું બોલેગા તો ફીરબી તેરી એસી હાલત હોવેગી ને મેં ભાગ જાઉંગા. છોકરો કહે કયા અપનકુ કુછ કરેગી અપન તો ઉશી સાથ સીધા બાત કરેગેં એમ કહી શાવળીંગાને કહેછે.

દોહરો—નહીરે મારી તેને છુટીરે કટારીને. વળી નહીરે બરછી તરવાર; દોરે નેનુસે તુને માર દીએ ને વળી ચંચલ કીતી બજાર

છોકરો કહેછે કે હે સ્ત્રી તેરી પાસ કુછ હથીયાર તો હે નહી ને તુને સારી બજારકુ કતલ કરડાલી એતો બડી જુલમકી બાત. એ સાંભળી શાવળીંગા કહે છે.

દોહરો—ટીલડી ચોડુંતો મીયાં ત્રીસ મરેને વળી સેંથો પુરૂં તો મરે વીસ; કાજળ આંજુતો દેર કરૂં ને વળી નીતના મરે પાંચ પચીસ.

હે મીયાં હું શણગાર સજું તો મને દેખે એટલા ભોંય પડે એમ કહી થાળ લઇ દરવાજા બાહાર નીકળી એવામાં એની એક

સહાંપણી સામી મળી તે કહે છે.

દોહરો—કંચન થાળ જોને કર ધરયોને વળી તારે હઇડે તે હરખ ન માય, પગરે પડેછે ઉતાવળો, ને વળી કોને સઇયર ક્યાં જાઓ.

ચોપાઇ—કોને સઇયર ક્યાં જાઓ. એકાએક નીસરી, મુજ સ ઈયરનો સાથ, તે તું કેમ વિસરી. તારા દીલની વાત મારા આ ગળ નહી કરે, સરવે સાહેલીઓની આણ, અહીથી જો તું ડગ લું ભરે.

હે સઇયર ઉતાવળી ઉતાવળી ક્યાં જાયછે તે કહયા વગર જા ય તો તને બધી સઇયરોની આણ છે.

દોહરો—મેં માનીતી શીવની માનતાને વળી દીવસ ચડતાં જાય, જાવુ છે ગોરની વાડીએરે મારાં ફુલડીયાંરે કરમાય

હે બેહેન શીવની માનતા માનીછે ને ગોરની વાડીએ જવુંછે તે સાંભળી સઇયર કહે છે.

દોહરો—બોલડીયું તો તારી મીઠી લાગેને વળી વેણનાં નથી તા રાં મુલ; જાઓછો ગોરની વાડીએ ને. ત્યાં કઇકઇ જાતનાં ફુલ

હે બેહેન ગોરની વાડીમાં કઇકઇ જાતનાં ફુલ છે તે મને કહે હવે શાવળીંગ.એ ગોરની વાડી જોઇ નથી તો ફુલ શી રીતે બ તાવે. પણ પોતે મહા ચતુર છે તેથી તે કહી બતાવે છે.

ચોપાઇ—ચંપો મરવોને શાળ વળા કેવડો મહી કેતકી; જાઇ જાતંતરીને ડોલર, ચંબેલીરે બકુલી. વરણ અઢારે ભાત, તેની જુઇ જાતડી; છે એક ચંપાનો છોડ, તેમાં વળુધી મારી વેલ- ડી. કરમ સંજોગે હોય, વધીછે વેલડી, કહુ છુ સાચી વાત, સાં ભળ મારી સાહેલડી.

બેનપણી કહે બેન તારી બોલી ઉપરથી બધી મતલબ હું સ મજી થઇ પણ જોજે કાંઇ ઉળવી પડતી.

સોહલો—જેસર વીતીએ સરભાર, કાંક રાખો બોલ્યાનો વિ ચાર; વેણુ વેણુ પડોકો ભાત, આપણે ઉતમ માજન જાત.

હે બેહેન ગણીગણીને બોલતો આપોછો પણ જોજે મહીથી વાંકુ ન થાય એમ કહી ફરીને કહે છે.

દોહરો—સાંભળ મારી સાહેલડીને વળી કાંક રાખોને વીચાર; જુગતે કરીને જમાડજો, ને વળી એ પળ લેજોને ઉગાર.

હે બેન જુગતાઇથી રાજાને જમાડજો; શાવળાંગા કહે તારા કરતાં મારામાં અકલ ઘણી છે.

દોહરો—સાંભળ મારી સાહેલડીને વળી પુરણ થતો કીધાં કામ; જુગતેથી રાજાને જમાડીશુ, ને મારી લાજ તો રાખે મારો શામ.

હે બેહેન લાજતો પરમેશ્વર રાખનાર છે, એમ કહી પોતે વાડીભણી ચાલી રસ્તામાં બે રસ્તા આવ્યા એટલે અમગાઇને ઉભી અને એક ગોવાળીયાને પુછેછે.

દોહરો—સોના ઉઢાણી શોરપર ધરીને, વળી માથે તે મેલીયુ જોને ભાત; ભાઇ વીરા જોને ગોવાળીયા વીનવું ને મારી કેઇ વાડી ને કેઇ વાટ.

હે ભાઇ ગોરની વાડીનો રસ્તો કીયો ?

દોહરો-ઉંચાતે આંબા જોને આંબલીને વળી નીચે છે દાડમ દ્રાક્ષ, ઉપર સુડા જોને સાટવેર તારી એછે વાડીને એરે વાટ.

હે બેન આ આંબા અને આંબલીયો દેખાય છે. અને ઉપર સુડા કલોલ કરે છે એ તમારી વાડી એ સાંભળી સાવળીંગા પોતે હરખમાં ચાલી જાય છે અને જ્યાં પવનના ઝપાટાથી માથા ઉપરનું ચીર ખશીને અંબોડે આવી રહ્યું છે અને મુખારબીંદ ઉઘાડું તેજ મારી રહ્યું છે અને ચોટલાની વેણનાં પડીય

કાળા ભમરાની માફક ઝળકી રહ્યાં છે અને પોતે માહા મદમાં હરખભેર હંશના માફક કુદતી ચાલી જાય છે તે જોઈને સદેવંત કહે છે

ચોપાઈ–છુટે પટે જોને નાર, એમનાં એમ આવજો, સનઘટ કેરી આંચ, આડી નવ લાવજો. છુટે પટે જોને નાર લાગે બહુ સારીયાં; શાવળીંગા સમતોલ નાવે બીજી નારીયાં.

એ સાંભળતાં શાવળીંગા વીચાર કરે છે કે રાજાએ મને લાજ કાહાડવાનું કહ્યું તેથી પોતે ઘુંઘટો તાણી ચાલી આવી.

ચોપાઈ–અવળા ફરીરે અલબેલ, આપરે સમારીયાં; સનઘટ છેડા તાણ, ઘુંઘટ લઈ વાળીયાં, માથે સોનાનો થાળ જળભરી ઝારીયાં, ચંપાને થડ કોય આવીને ભાત ઊતારીયાં.

ચંપાના થડે ભાત ઊતારી પોતે આવી ઉભી છે તે જોઇ માહા કોપાયમાન થયા ને કહ્યું કે તું મને જમાડવા આવી છે કે ઘુંઘટો તાણીને રોવા? એમ કહી રીસાઇ તાંથી પોતે ઉઠી આઘા ગયા, શાવળીંગાના મનમાં કે રાજા પેસાબ કરવા ગયા હશે તે હમણે આવશે પણ રાજા તો આ યા નહી તેથી રાજાને મનાવવા સારૂ ચંપાના ઝાડને કહે છે.

દોહરો–ચંપા તુંજને ભમર છંડેને વળી મુંજને છંડેરે સાજના હેતને. પ્રીત અમ આવીયાં; કેમ રીસે ભરાયા રાજના.

સોહલો—રીસે ભરાયાં એ રાજનાં, ગોરા ગરવા મારા સોના સાજનાં; કહ્યું નથી વાલા તમને કેણ, દુખાણા જેમ દુશમનનાં વેણ

હેરાજા તમને મેં કાંઇ કહ્યું નથી ને તમે રીસાઇ કેમ બેઠા છો તમારા જીવની ખાતરે ત્રણ ગાઊ ચાલી આવી ને પગમાં તો ફોલ્લા પડી ગયા છે; તોએ તમે બોલતા નથી એનુ કારણ શું? રાજાને રીસ ચડી તેથી કુવા ટાવાનો માળો હતો તે ઉપર ચડી

બેઠા. શાવળીંગા કહે મહારાજ પગ ધુવો અને કહો તો થાળ અહીં લાવું. પછી રાજાએ એક આમલીની સોટી લેઈને ઝપાટી દીધી તે સોર ઉઠીયો તેથી નીચે બેસી રોવા માંડીયું ને પોતે પશતાવો કરે છે કે મેં ઘરમાં તો હજુ નગણ કોઈને ટુંકારો આપો નથી ને અહીં માર ખાવો પડે છે એ મારા કરમનો વાંક છે એમ કહી રાજા પાસે ગઈ અને કહે છે.

દોહરો—તુને વાએ જપેટીઓને કેમ રાજા માળે ચઢીયોરે સુજાણ, ઝરઝર માથે નિર ઝરેરે, તુને કેમ ન આવેરે કમાણ.

હે રાજા તમને દયા નથી આવતી કે તમે વામાં ગાંડા થઈ ગયા, રાજા કહે તને કહ્યું કે તું આવતીતી એમને એમ છુટ પટે આવજે ત્યારે તો તું ઘુંઘટા તાણીને મારા નામનો છેડો વાળીને આવી એમ કહી કહે છે.

ચોપાઈ—છેલ જમાડવાને કાંઈ, આવી તુંતો ગોરીયાં, કરોધ થકીરે કામન પગેરે ઉપાડીયાં.

તે સાંભળી શાવળીંગા કહે છે હે રાજા અમારો સ્ત્રીનો ધરમ છેકે લાજ મરજાદાથી આવવું પણ પવનથી મારા અંબોડા પર ચીરનો છેડો ગયો તેને ખશેડતાં જરા નીચો ઉતરી ગયો તેમાં મારો શો વાંક કહોછો.

ચોપાઈ—લાગી પવનની આંચ શનઘટ મારાં ઉડીઆં; આશા ધારુ કોઈ, અમર લેઈ ઓઢીયાં.

એવું સાંભળતા રાજા ખુશી થયાને મનમાં કહે છે બાપડીને વગર વાંકે મારી પછી થાળ પાછી આવીને બેઠાં.

દોહરો—નથીરે નીરાને નથી સરોવરાને વળી નથી કુવામાં જોને કોશ નીર ઢોળ્યાં નહી મળેને, રાજા દેસો કંઈ અમને દોશ.

શાહલો—દેશો શાં તમે અમને દોશ, અને ચઢ્યો તે ઉતારો રો

થ, સમથા સમજી લો તમ જાણી પણ ઢોળ્યાં ન મળે પાણી.

હે રાજા આ પાણી તમે ઢોળી નાખ્યું તે હું કયાંથી લાવીશ અહીઆં કાંઇ સરોવર કે કુવામાં કોશ નથી તે સાંભળી રાજા ઉ થી પડયોને અને કહે છે જે જમાડશે તે પાણી નહી પાય? વાસ્તે પાણી લઇ આવતો જમીએ નહીતો થાળ લઇને પાછાં ઘેર જાઓ. શાવ ળીંગા કહે કયાંથી લાવું? ત્યારે રાજા કહે છે.

દોહરો—હંશ કુવોને હંશ વાવડોને વળી હંશલી તું શેચન હાર નીર ભરી આવો સુંદરી તો આપણ ભોજન જમીએ સાર.

હે સ્ત્રી આ હંસ કુવા ઉપરથી પાણી લઇ આવો હવે શાવ ળીંગા કુવા ઉપર સાળુ બાંધી ઝારી કુવામાં ફાશી પણ કુવો ઊં ડો તેથી પોહોંચી નહી, તેથી કુવા ઊપર ઉભી છે એટલામાં ગો વાળીઓ ગાયો ચરાવે છે તેને કહ્યું ભાઇ અહી મારૂ ચીર પોહો ચતું નથી તે બીજે કંઇ પાણી મળશે? ગોવાળીઓ કહે શેહેર માં જાવ તો મળે નહી તો અહીથી બે ગાઉ ઉપર નદી છે ત્યાં જાતો મળે પછી ચીરતો કછોટો વાળી હાથમાં ઝારી લઇ પોતે નદી ભણી ચાલી રસ્તામાં જતાં પગે કાંટા વાગ્યા અને ચીર પણ કાંટામાં ભરાઇને ફાટવા લાગ્યા એવી રીતે ઉજડ વગડામાં ચાલતી નદીએ જઇ વિચાર કરવા લાગી કે અહીઆં કોઇ છે નહી માટે હું નાહી લઉ પછી લુગડાં ઉતારી નદીમાં નહાવા પ ડી નદી તીરે એક શીમડાનું ઝાડ ઉગ્યું હતુ તેને કહે છે.

દોહરો—નદી કીનારે શીમળાને, ભુંડાં કયાં ન ઉગ્યોરે તું દુરઃ મારુ જોબન તારાં ફુલડાંરે, તેતો જાય છે વેહેતે પુર.

તે સાંભળી શીમળાનું ઝાડ કહે છે.

દોહરો—હું નદી કીનારે વસુ સાંમલોને, વળી શોટા પાંસરો દાર તારૂ જોબનને મારા ફુલડારે, ભુંડાં જાએ વાને વગાર.

પછી એક આંબાનું ઝાડ હતુ તે જોઇને કહેછે મારા રાજા અ

પાની સુગંધ લેઇકે તેમી મને પણ આંહી મળી માટે એધાણી સા રૂ બે ચારેક ફુલ વીણી લઉ નદીની સામ તીરે એક કેળનુ ઝાડ તે પેલાં ચંપાને કહેછે કે મારા અમરત જેવાં ફળને મારાં પત રાંમાં શઉ ભોજન જમેછે તેનુંતો નામ નથી લેતી અને તારી પાશે ઉમરો ભરખો પણ નથી આવતો તે તારાં ફુલ આ કોમળ ઝાો હરખથી વીણેછે ભાઇ તુંનો મહા નર્શીબ વાણ એમ કહેછે

દોહરો—ચંપા તુંતો સભાગોઓને, વળી શીતળ જેને તારી છાંય; શાળગીંગા વીણે તારાં ફુલડાંરે એનો લાંબો કરકર બાંય

હું સેનો સભાગીઓ સભાગીયા રાણીજીના હાર, કે તે રા- ણીની ડોકમાં હાંચે છે તે સાંભળી હાર કહે છે.

દોહરો-હાર કહે અમ સેના સભાગીયાને વળી સભાગીયાં રાણીજીનાં ચીર, કેડ પડે જેને પાટલીને વળી વેંટાઈ વળેરે શરીર

હે ભાઇ રાણીજીનાં ચીર આખો દહાડો શરીર ઉપર રહે છે તે સભાગીયાં છે વળતી ચીર કહે છે.

દોહરો-ચીર કહે અમ શેનાં સભાગીયાને વળી સભાગી ન- દીઓનાં નીર; ચીર ઉતારી કાંઠલે મુકયાંને વળી નીરને સોંપોં શરીર.

અમ સંભાગીયાં હઇએ તો ઉતારી વેગળે મુકે સભાગીયાં નીર કે જેને આખુ શરીર સોંપી દીધું છે.

દોહરો-નીર કહે અમ શેનાં સભાગીયાંને, વળી ઉજરા ધુવેછે જેને મેલ, સભાગી શાવળીંગા સુંદરી, એને રૂડો મળેરે કોઇછેલ.

નીર કહેછે શાવળીંગા સભાગી, કે તેને પરણે તે સભાગી. અમ શેનાં સભાગી અમરામાં તે મેલ ધુવે છે.

દોહરો-શાવળીંગા કહે હું સેની સભાગણીને, વળી સંભાગી સદેવંત રાજ,રૂડયા રાજા માનશે તો ભાઇ સધરાં અમારાંરે કાજ

ભાઈ હું શેની સભાગીઆણ પણ સભાગી મારા રાજા કે આ.

ટલું કરતાં ગીમાઈ બેઠાછે જો હવે મનાયતો સારૂ નહીંતો મારૂ ફે
રા અફળ થશે એમ કહી વાડીમાં ચાલી.

ચોપાઈ-શાવળીંગા રૂપસરૂપ, વાડીદીસાચાલીયાં કાજળ કાળ.
રૂપ, નેણામાં ડારીયાં કે વચના બાંધીયા કોય વાડીએ પધારીયાં

શાવળીંગાને વેગળેથી ઉતાવળી સાસ ભરી ચાલી આવતાં જો
ઈને મનમાં વીચાર કરેછે કે એક ડગલુ ન ભરેતે મારા સારૂ બે
ગાઉ નદીએ જઈ પાણી ભરી લાવે છે. મેં તેને વગર વાંકે મા
રી એમ કહી પોતે કહે છે હવે આવે એટલે ઝટ જમવા બેસ
વું પણ જ્યારે તે પાશે આવી એટલે વીચાર કરી ગયો કે શું
આપણે એને પેહલાં બોલાવીએ? ગરજ હસે તો ધણીએ બોલાવ
તી આવશે. હવે શાવળીગા પાણી લઈ આવી પાશે ઉભી પણ
રાજા બોલતા નથી. ત્યારે શાવળીંગા રાજાને બોલાવે છે.

દોહરો—રૂડી ચંપા કેરી છાયડીને. વળી વાયરે શીયાળુ વાય જ
મી લોને રાજનાને, વળી ભોજન ટાહાડું થઈ જાય.

હે મહારાજ જમીલ્યો ભોજન ટાહાડાં થાય છે.

દોહરો--પીરશા વીના જોને પદ્મણીરે, એતો કામની કેમ ખ
વાય; અવર પુરૂસને ઓરરે, એ તો જુગતે જુગતેરે જમાય.

હે શાવળીંગા તું કહેછેકે જમીલ્યો જમીલ્યો પણ પીરસતી તો
નથી તે સાંભળી સાવળીંગા બોલ્યા હે રાજ હવે સાંજતો પડવા
આવીછે અને કોઈ જોવા આવશેતો મોટો વરઘોડો થશે પણ મ
નેતો તેની હરકત નથી તમો જમોતો ખરા હું કોઈની બીક
રાખતી નથી.

દોહરો--જેમ મરની જોવા મળશે, વળી વીવામાં ફરે વરરાય, તે
મ જમશે રાજનાતો. વળી તેમ જમાડું મારા રાય,

હે રાજા જો લોકોની ઠઠ જોવા મળને મારો વીવાહ થઈ રહયો
હોય તેમ જો જમશો તાએ તેમ જમાડીશ.

આલો મનની મોજ , નહીતો વખ ખાઈને મરૂ.

હે રાજા હવે હું કોઈના લાજ મરજાદ ગણવાની નથી મારા સાથે સુખની વાતો કરો અને મનની મોજ પુરો.

દોહરો-કહોતો કામની તુને હીરા દઉને, વળી મોહોતો આલુ ગામને ગરાસ, મોહ આવે તે માગજોરે, કામા તુને તુઠાછુરે આજ

હે સ્ત્રી હીરામોતી ગામને ગરાસજે માગે તે આપુ તારે ગમે તે માગ હું તને તરસમાન થયોછું,

દોહરો-કુરી લાલચને શુંએ કરૂને એનો ખાધેથી ખુટીખુટી જાય, પણ એક વચન આપો અલબેલડાને, તે જુગ જુગ નહી વીસરાય.

હે રાજા એવી હીરામોતીની લાલચ શું કરવા આપોછો મારે ઘેર કાંઇ કમીના નથી પણ હું તો એક તમારી પાસેથી વચન માગુછું જે જુગ જુગ વીસરીએ નહી તે સાંભળી સદેવંત કહેછે

દોહરો—એકતો મારા ઘર કેરી ગોરીયાંને, એક મારાં નેણાં કેરી જોને નાર, તુજ ઉપરથી બીજી સુંદરીને વારી નાખુ સોસોરે વાર,

હે સ્ત્રી કહે તો મારા ઘરની સ્ત્રીની માફક ગણુ અને મારી સઘળીં રાણીઓ તારા ઉપર વારી નાખુ શાવળીં મનમાં કહે છે કે ઘડીમાં રીસાય અને ઘડીમાં મળી જાય તેની સાથે પ્રીત કરીએ તે જનમ સુધીં નભે તો સારુ નહીતો ફજેતી એમ કહી રાજાને કહે છે.

દોહરો—નફટ આવો નહોતી જાણંતીરે, નીકર પગરે ઉપાંડતી જોય; ઘેરે ઘડીને કારણેરે, રાજા ઘરના ગુલામરે ન હોય.

રાજા તમારા જેવા નફટ કોઇ નથી, ઘરના ગુલામની માફક રાત દીવસ રાખી રાખી કાઢી મુકો એમ થવાનું નથી એ સાંભળી રાજાને ક્રોધ ચડયો કે મને તેં નફટ કહયો પણ તને મુકનાર નથી એમ કહી તરવાર લઈ ઉભો.

દોહરો-સુણ શાવળીંગ સદેવંત કહેને વળી મેલું તે મનની લાંજ, શીશ પડે ને મારૂ ધડ લડે ને વળી તોયે ન મેલું તને આજ

સોહલા—તોએ ન મેલુ તને આજ; કેમ કરી રહેસે તારી લા

જા; મેનશા સમજીને તુ લે. અને કહેવું હોય તે અમને કહે

એ i વચન સાભળો વીચાર કરે છે કે રાજા મેલનાર નથી કાં મારશે કે મારશે પણ હું એની રીસં ઊતારૂં

દોહરો શીશ સલામત રાજવીને તમે જુગ જુગ અમર રહો; અમે ઘર દીશાએ ચાલીએને, વળી કહેવું હોય તે કહો.

હે રાજા તમે મારવાને કેમ ઉભા થાઓછો અમે અમારે ઘેર જાશું. સદેવંત તરવાર મેન કરી કહે છે જાઉસ નહી તને ગય કે મને ગમશે કેમ તને નહી મારે પણ મારો જીવ બાળશ

ચોપાઇ—સીસ શલામત રાજ, એવી રીશ નવ રાખીયે, પરેમ ૫.જો તમારે હાથ સબરસ ચાખીયે, દયા હોય કીરતાર તો તો આપણે ખાઇયે; આલમાં હોય દાન કથીર, સોનું કયાંથી પાઇએ સોનું રૂપ સ્વરૂપ, તેમાં નહી વાસના, ન ફરતા નાગરવેલ. ભુલ્યો ભવ તારના.

દોહરો—હમણા ભય વરતશો. તો વળી કુળમાં કરીશ રાજ કેર અમને એવડું શું કહોને, વળી વીધાતરાશું તારે વેર.

સોહલો-વીધાતરાશું તારે વેર, કહીએ તો લાગે કડવું ઝેર, હવે નથી તું મારે હાથ, નોતરજ્યો મહારાજની નાત.

રાજા કહે તારે મને સોડવીને અહીં લડવું છે.

ચોપાઇ-પણ આવડી શું કરોછો અલવાણ, પ્રીતો જોગ જેવડી, હે રંકને ઘેર રત્ન. વીધાતરા થઇ વેવલી.

હે રાજા તારા જેવા રાંકને ઘેર મારા જેવું રત્ન કયાંથી મળે તોએ તમે રીસાઇ જાઓ છો. રાંડ વીધાતરાજ વેવલી છે આવા લેખ લખ્યા. તે સાંભળી સદેવંત બોલ્યો

દોહરો—શુંળુશાવળીંગા સદેવંત કહેને, તું તો જુઠો તે ભેદ બતાવ; ભોજન કરીએ આપણે બે જણાં, ને વળી બેક ઓરી તું તો આવ.

હે સ્ત્રી હવે રીસ નહીં કરૂં મારે પાસે આવ આપણે એકઠા બેશી જમીએ. ત્યારે શાવળીંગાએ કહ્યું કે તમારી જોડે બેશીને વટલાઇ મરવું છે,

દોહરો-અમે વેપારી રાજા વાણીયા. વળી પળીએ વચાંતા તે

હે રાજા હવે તમે માનતા નથી તેથી હું પ્રાણ મુકીશ એમ કહી શાળુનો છેડો વાળી કુવા ભણી ચાલી. એટલે રાજા કહેછે કે કુવે પડી મને નામોશી આપશે તેથી રાજા પોતે શાવળીંગાને ઝાલવા દોડયા અને કુવા ઉપર જતા તેનું કાંડું ઝાલીને પાછી એ વેછે તોપણ માનતી નથી અને કુવા ભણી તાણાતાં જાયછે ત્યારે સોહેતત તેને નાના પ્રકારના કાલાવાલા કરી કરગરેછે ત્યારે શાવળીંગા કહેછે.

ચોપાઈ—પાલવડે મત ઝુમ, ભમરા તુંછે વાલમા; આંબે હાથ ન લગાડ, આગાછે રાવળા. કાચી કળીયાં મત તોડ. તુંટ્યોરે ડાલીયાં. છેડા હમારા છોડ, દેઉંગી તને ગાલીયાં.

હે સોહેતત તું મારો પાલવ મુક, અને મારૂં કાંડું ઝાલેછે તેમ ચડાન જશે નેથી હું તને ગાળો દઇશ.

ચોપાઈ—ગાળો દેને દશવીશ ગાળો તારી સાંભળશું તું સજનમાં નાર તેનો વેર લાવશું શેઠ મોહોટા શાહુકાર લુટાવે વેલ બાડીયાં. તું કળીએક ગુલાબ, કાયકુ દેતી ગાલીયાં.

હે સ્ત્રી તું મને ગમે તેમ ગાળો દે. ગમે તેમ કર, પણ હું તને મુકનાર નથી હું તને કાલાવાલા કરૂં છું કોટમાં હાથ નાંખુંછું તોએ તું મને ગાળો ભાંડેછે એવી રીતે શાવળીંગાને ઘણી રીતે સમજાવેછે પણ માનતી નથી ત્યારે રાજા સમ ખાયછે કે જો હું તને દગો દેઉં અને તારાથી બેઈમાન થાઉં તો મારા પીતા સાલીવાનના સમછે. એમ કહી રાજા ગદગદ કંઠે થઇ રહ્યાછે. શાવળીંગાએ વીચાર કર્યો કે જો હું ઘણી રકઝક કરીશ તો કોપાયમાન થઇ કાં મારે કે કાં એમનું માથું જુદું કરશે માટે હવે બોલું એમ કહી કહેછે.

દોહરો—મહાનીને તો પ્રીત ઘણી ને, વળી રાજાને ઝાજેરી રી

સ; ઓરા તેડીને ચોકમાં, મારૂ વાઢી લેશે શીશ.

હે રાજા હું તો પ્રીતમાં આમ કરૂછું પણ તમે ઘણા રીશાળ વાછો માટે પાછે બોલાવી માથુ કાપી લ્યો તેથી હું બીહુછું, પછીર બંને જણુ થાળ આગળ આવી જમવા બેઠા અને ત્યાં નાના પ્રકારની હાશ્યવીનોદ કરતાં જાય છે અને અરસપરશ એક એકના મોંઢામાં કોળીયા ઘાલતા જાય છે. રાજા પોતે હેતમાં સાવળીંગાને ઘણું ખવરાવે છે ત્યારે શાવળીંગા સદેવંતને કહે છે.

દોહરો—અન્નથી અદકુ કોઇ નથી, ને રાજા સંજણુ રજણુ કુ સંણ; જમી લ્યોને ઠાકરોર, વળી નેહ કરે છે જોને નેણ.

હે રાજા અન્નથી કોઇ મોટું નથી, કાં સજન રજન કેહેતાં ચાંદની રાત તે બધા અન્નથી ઓછા હેતવાળા છે. આંખણી આંખો નેહ કરે છે માટે એક એકના મોંઢામાં ઘાલ્યા કરતાં વધારે છે. માટે તમારે હાથે જમી લ્યો.

ચોપાઇ—ભોજન કરતારે જાઓ. નીરખો તમે નેણશુ; અંતરની રાખુ આજ, સદેવંત સેહેજશું કાંઇ જમું કંસાર, પદમ ણી અતી પરેમશું, પ્રીત અદકેરી હોય, બોલાવોને વેણસું.

હે રાજા તમે જમતા જાઓ અને આંખે જોતા જાઓ પણ ઘડીએ ઘડીએ મને કાંઇ ગોધા મારોછો, કાંઇ ગળામાં હાથતો ઘાલોછો, ચુંટીઓ ખણોછો, તે શું કરવા કરોછો હું આજ કદી કંસાર રાખનાર નથી.

ચોપાઇ—જુગતે કરીને કોઇ રાજાને જમાડીયા; મનગમતાં મખવાસ અલબેલાને આપીંયા. ક્યારની કરૂછું અરજ; હાથ મેં તો જોડીયાં, શીખ દયોને મારા શામ, જીવ મારા ઉદાશ થયા.

હવે શાવળીંગા હાથ જોડીને કહે છે કે જમતાં જમતાં આખો દહાડો વહી ગયો. માટે મને રજા આપો તો હું જાઉ કેમકે મને વાર થઇ તેથી હમણે ગોર ઘેલા કાણીયાને મોકલશે ને તે અહીં આવશે તો પાછી ફજેતી થશે. મન હશે તો માળવે

મળીશું તે સાંભળીને કહે છે.

દોહરો—પદમણી આવ્યા મુ જાણીનો, વળી શું જાણે ચંપોને શાળ; સુધ તારી સાખ્યા પુરશે ને વળી પદમણી પાસું તું તો ઢાળ૫.

હે સ્ત્રી જરા વાર આહી બેશ અત્યાર સુધી તો રીશાવા મનાવામાં વખત ગઇ ત્યારે શાવળીંગાં કહે છે કે હે રાજા આવી ઉતાવળમાં મને ખોટી કરવાનું કરો છો પણ ગોર પુછશે તો શું કહીશ? ત્યારે સદેવંત કહે છે કે તું અમે તે જવાબ દેજે પણ જરા વાર તો બેશ તો ખરી તે સાંભળી શાવળીંગા કહે છે.

દોહરો—સુણ સદેવંત શાવળીંગા કહે, ને મારા હઇડામાં આવે છે વીચાર; ઓરાંન અમે આવીએને, તમારા પંડનો નહી પતીયાર.

હે સદેવંત રાજા હું તમારી પાશે આવું તો ખરી પણ મારા મનમાં વીચાર આવે છે કે તમે ઘણા રીસાળવા છો તેથી તમારા પંડનો પતીયાર પડતો નથી.

દોહરો—સુણ સાવળીંગા સદેવંત કહે, ને મેં તો મેહેલી છે મનની મણ પદમણી ઓરાં આવજોને વળી શાખ્ય લખુ શાળીવાન

હે સ્ત્રી મારા બાપના સોગન ખાધા, તોએ શું માનતી નથી પણ જો હું તારાથી દગો કરૂ તો મારી સાત પેઢીના સમ છે. એમ કહી પાછી તરવાર ઉઘાડી કરીને કહે છે કે આ શકિત મને પુછે રાજાનો ઘણો આગ્રહ જોઇ શાવળીંગા બહુ ખુશી થઇને રાજાને કહે છે.

દોહરો—સમ તમારા અમે પાળીયે, ને આ લોહ ધારા શું કરંત; અમે વેપારી વાણીંયારે, રાજા દેખી દેખીને ડરંત.

હે રાજા હું તમારા સમને માનુંછું. પણ આ ધારવાળુ લોહો કું શું કરવાનુ છે કે તેને વારવાર ઉઘાડું કરો છો. અમે વાણીયા તે જોઇને બીહીએ છીએ તે સાંભળી સદેવંતે તલવાર મ્યાન કરી આઘી નાખી દીધી અને શાવળીંગાનો હાથ ઝાલી ખોળ ઉપર બેસારી.

સોહરો—ચંપાને થડે બેઠાં જોડાજોડ, ઉપર સુડા કરે કલોલ, નરને નારી બેઠાં ઓળાઓળ, ન દીસે આંપણ કે ખોડ.

મારા ઘટમાં કરી ગયેલ ઘાટ.

હે રાજા તમારૂં સોજ મને ઘણું સાંભળેછે એમ કહી રૂદન કરેછે તે જોઇ સદેવંત કહેછે કે તું મને રજા આપ.

દોહરો—આ જીભે જાઓ નહી કહું નેવળી કહુતો જીભ કપાય જાતાં તમને જાણીનેરે, મુને વડોરે વીમાસણ થાય. વાડીથકી વ ળીયાંને, વળી ચરચર દાઝે મનમાય; તમને મુકતાં સાથબારે, મુ ને વાડીતે ખાવા ધાય.

હવે શાવળીંગા પે તે લુંગડાં સજી હાથમાં થાળ લઇ ઘરભણી ચાલેછે અને સદેવત પણ પોતાના વસ્ત્ર હથીઆર સંભાળી ઘ રભણી જતાં પોતાના મનમાં કહે છે,

સોહલો—હાયરે સુંદર મારી ચાલી જાય, ને વાડી મને ખાવા ધાય; કાણીએ બગાડી મારી સારી પેર, ઉદાસ થઇ રાજા આવ્યા ઘેર

રાજા પોતે કાણીયાને ગાળો બાંડતા આડેરસ્તે થઇ ઘરભણી આવ્યા અને મેહેલમાં જઇ બેઠા હવે શાવળીગા વાડીના ઝાંપા આગળ ગઇ તાં ગોર કહે છે બાત આપી પાછાં આવવું કે અહીં બેશી રહેવું મારીને વાડી એદાનમેદાન કરી નાખી તેના ધમગેના અવાજ સાંભળી સાવળીગા ગોરને કહે છે.

સોહલો—નમોગોર નમસ્કાર, ને વાડીમાંતો મને ન લાગી વા ર, સાલ વાડીને સાથરો કરયો, બીજો બગાડ કાંઈ નથી કરયો. ગોર તમારી વાડીએ ગઇ, ફુલ છે પણ તેમાં વાસના નહીં ફેરા ગટ ફેરો અમને થયો, રાજા તો કેઈં વારનો ગયો.

હેમહારાજ રાજા તો ઘણીવાર થઇ ગયા છે તેમાં મેં જા ણુ લાવને હું થોડીવારલમણ ફુડા ઉડાડું તેથી મને વાર લાગી તે સાંભળી ગોર કાણીયાને કહેછે કે તું કેતો હતો કે બે જણ બેઠાં છે તે કયાંછે કાણીઓ કહે સાહેબ હમણાં હતાં ત્યારે શ વળીંગા કાણીઆંને કહે સુવા હમણાં હતાં તો કયાં ગયા શું પાં ખો કરીને ઉડી ગયાં, તુંજ લડાઇખોરોછે કે જેને તેને જુઠુ સા મું ભરાવેછે. હવે ગોર શાવળીગાના લુંગડાંનો ડાળ ફરી ગએલો જોઇ શાંવળીગાને કહેછે.

દોહરો—ગુણકા કરી થઈ છોકરીને, તેતો માંડયો ગુણકાનો ઘાટ, કોણે ચીર તારાં ભોગવીયાંને વળી કોણે લાગાવીયા હાથ. હે શાવળીંગા તારાં ચીર કોણે પલાળયાં, તે સાંભળી શાવળીંગા ગોરને કહે છે.

દોહરો—નથી ગુણકાની હું છોકરીને,ગોર નથી ગુણકાનો મારો ઘાટ ચીર કોણ ભોગવશે ને મુન કોણ લગાવેરે હાથ.

હે ગોર ચીર તારાં કોણ પલાળનાર છે.. તે સાંભળી ગોરકહે છે

દોહરો—લીલી અતલસનું તારૂ કાપડુંને, માહી જીણા જીણા ટાંકેલ મોર; મોર તારા કોણે ઉખેડીયાને એવા કોણ મળ્યોરે તને ચોર.

તારી અતલસની કાંચળી ઉપર જે જડાવના મોર હતા તે પણ ઉખેડી નાંખ્યા ! તે સાંભળો શાવળીંગા બોલી.

દોહરો—સેંજ અતલસનું મારૂં કાપડું ને, માંહી ટાંકેલ ટહુકે રે મોર, ગોર તમારી વાડીએ જઈને, મને સહીવતે કીધા ઝકઝોર.

હે ગોર તમે મને કયારનાં જુદાં આળ મુકો છો તારે જાવ સહેવંતે મારા મોર ઉખેડી નાંખ્યા અને ચીર પલાળાં.

ચોપાઇ— શીખ દીયોરે ગોર, ઘર દીશાએ ચાલીએ રૂડાં વધામણાં હોય, હોય પીતાજીને આલીએ,

પછી ગોર પાસેથી શીખ જાઇ ઘરભણી જાય છે.

ચોપાઇ શાવળીંગા રૂપ સ્વરૂપ, ઘર દીશાએ ચાલીયાં, આવેછે મોહોલા માંય, પીતાજીને ભાળ યાં

જેથી શાવળીંગા પોતે મોહોલમાં જાય છે. તેવીજ તેના બાપે દીઠી ત્યારે વીચાર કરે છે.

સોહલો—કંથ જોગ થઇ કુંવરી વીશાળ. હાલી માથે બેસે છે બાળ, હવે નહી રહે આપણે હાથ.મારે નોતરીએ માજનની નાત મોતીએ જેમ સોને સળે, ચાલતુ નીર સાગરમાં ભળે; કહ્યાનો હવે નથી કાર, વાર કરયાનો હવે નથી વહેવાર.

હવે છોકરી પરણવા જોગ થઈ તેથી ધડાયા લગ્ન લેઇ પરણા

થી દેખી. હવે રહેવંતને કાંઈ સુજ પડતી નથી. મધરાતને સમે પલંગ ઉપર સુતા શાવળીંગાનો મેળાપ તુટેલો એવી કલ્પના કરે છે એટલામાં ઉંઘ આવી તથા ઉંઘી ગયા અને ઓચીંતાનું તેને સ્વપનું થયું કે જાણે હું ને શાવળીંગા બને જણ ચંપાબાગમાં બેઠાં છીએ ને હું ગળામાં હાથ નાખવા જાઉં છું એમ પોતે ઉંઘમાં લાંબો હાથ કરી નાખ્યો એટલે જાગી ઉઠીને જુવે છે તો ચંપા બાગ નથી ને શાવળીંગા નથી ફક્ત પોતાના હીરામણ પોપટના પાંજરા શીવાય બીજુ કાંઈ દેખું નહી તથા મહા નીરાસ થઈ કહે છે

દોહેરો—સપના તુ તો સુલતાન બગાને. જાગી રહ્યા નહી સારી જોને રાત કામણગારી વીજોગે ગયાને વળી હેત કરી નાખ્યો હાથ

હે સ્વપના તું સારી રાત કેમ ના રહ્યું જો તું સારી રાત રહ્યું હોત તો મારે શાવળીંગાનો મેળાપ રહત પણ આતો ઉલટવી ગયું થયો,

ચોપાઈ—હેતે ગળામાં નાખ્યા હથ. ઝબકીને ઉઠીયાં; ઉઠ કહેતા જીવ કલપાય, મન ન લુંટીયા.

હે સપના હેત કરીને હું ગળામાં હાથ નાખવા ગયો; પણ જાગવું પડ્યુંને ઉલટો જીવ કલપાવા લાગ્યો.

ચોપાઈ—હઈયામાં મોટી છે હામ, મનનીરે મનમાં રહી; કોને કહુ વાત, કામણ તે વીયોગે ગઈ.

હવે પોતે પલંગ ઉપરથી ઉઠીને મહા નીરાશ થઈ ઝરુખે આવી જુવે છે તો શાવળીંગાના મેહેલ સામા દેખાય છે તે જોઈ પોતના હીરામણ પોપટને કહે છે.

દોહરો—સો સો કોસે જોને ઘણુ વશીને વળી ચડીયાં તે દયાંથી હોય, સુણરે સોહાગી સુડલાને વળા તે કેણ ન આવે જઈ જોય

હે પોપટ આ શાવળીંગાનો મેહેલ દેખાય છે પણ મારે મન તો સો કોસ જેટલો વેગળો છે ને તેની હવે કોણ ખબર લા-

પે એવું છે તે સાંભળી પોપટ કહે છે.

દોહરો—ચાકરડું તમારા ઠકરાનો, વળી જ્યાં મોકલો ત્યાંરે જાય; જાવું હોય ત્યાં જાઉંને, તમારા મનના માન્યા કામ થાય

હે રાજા તમારો હું ચાકરડું ને તમે એમ શું બોલો કે તેની કોણ ખબર લાવે? આવી રીતે પોપટના વચન સાંભળી રાજા અમો હરખ પામ્યાને કાગળ લખી પોપટની કોટે બાંધ્યો તે લેઈ પોપટ ચાલ્યો. સાવળીંગા મહેલમાં સુતી છે તેને પણ સદેવંતના જેવું સ્વપનું આવ્યું ને તે ઓચીતી ઝબકીને જાગી તો કંઈ દીઠું નહી પછી પોતે નારાજ થઈ પોતાના પલંગસામે એક મોટો તકતો બાંધ્યો છે તેમાં પોતાનું રૂપ જોઈ કહે છે.

દોહરો—પાન ચાવું તે મુખ લાલ છે, ને નાક અણીઆલ જેવાં જોને લોચ; સ્વપ્નામાં દુખ દેઈ ગયાને, વળી લાલા તારાં જોને નેણ

ચોપાઈ—જબકી લાગી નેણની ચોટ, તુને બરછી લીની મારને: તરે મારેલા દ દ [illegible], ક્યાંસે મેં જાકે પોકારને હાકમ મારે હુકમનું, રાજન છેહ દેઈ ગયે: કેતાક દીન કલપાય, મનના વીચાર મનમાં રહ્યા.

હે રાજા સ્વપનામાં તમારા નેણું જોઈ અને તમારા વેણ સાંભળી હું ખુશી થઈ હતી એવું બે ઘડી રહ્યું હોત તો મારે જીવ ખુશીમાં જાત પણ આ તો જાગીને ઉદાસ થવું પડ્યું એવી પોતે મનને વાળી ચિંતા વડે ઉદાસ થઈ સાવળીંગા પોતે બારીએ આવી બેઠી છે ને સામો સદેવંતનો મહેલ દેખાય છે તે જોઈ કહે છે.

દોહરો—સામી ઝરૂખે મારા સાજન વસેને વળી કોણ લાવે સમાચાર; પ્રથમ લે ચાંપુ મ.રુ. ઉરમ.રે, વળી આપું તે માલ અપાર

જો આ વૃતાંત કોઈ મહારાજાની મેડીએથી રાજાના ર.મ.ચ.કે

લાવે તેને મો માગ્યો મરપાવ આપુ એવો તુરંગ ચલાવેછે એ- ટલામાં પેલો પોપટ રાજાની ચીઠી લઈ આવતો જોયા તેથી પેત મનને વીશે ઘણો ખુશી થઈ રાજા ખબર પુછે છે ત્યારે પોપટ કે કે આ ચીઠી વાંચી જુઓ ચીઠી લેઈ મહા આનંદ પામીને કહેછે

દોહરો—ભલે આવ્યો સભાગી સુડલા,વળી ભલાં લાવ્યોરે સમાચાર; વારી વારી લેઉ તારાંવારઓરે,તને આપુ એકાવળ હાર

હે પોપટ તું ભલે આવ્યો, ને રાજાના સમાચાર લાવ્યો તને વધામણીમાં આ હાર આપુછુ એમ કહી પોપટની કોટમાં નાખવા જાય છે એટલે પોપટ શાવળીંગાને કેહે છે.

દોહરો—અખંડ રહો ગોરી આંનિ, વળી અખંડ તારોરે અવતાર; લખવું હોય તો લખજોને, પંખી શું કરે તમારો લેઇ હાર.

હે સ્ત્રિ તમે અખંડ રહોને તમારો અવતાર પણ અખંડ રહો, મારે હારને શું કરવો છે કાંઈ લખવું હોય તો લખી આપો તે લેઈ રાજા પાશે જાઉં પછી શાવળીંગા કાગળ વાચે છે,

તુ સભાગી સુડલાને વળી કંઇ ઉડી ઉડી જાય; સોને મડાવું તારૂં પાંજરૂને ભુંડા મોતીએ લેઉરે જડાય. સુનું મંદીર સુનાં માળીયાં,ને વળી સુનુરે બધુ ગામ, જેનું મંદીર સુનાં માળીયાં, ને વળી સુનુરે બધુ ગામ, જેદી રાજા વીયોગે ગયા, તે દી મને નીદ્રા હરામ. વારી વારી લેઉ વારણાં; ને વીરા એક આરો તુંતો આવ. સંદેશો લાવ્યો મારા શામનો; તે હું વાંચુને તુ વંચાવ.

ચોપાઇ—ચંપાની છાંય, શાળ કેરો સાથરો; કોઈ આવ્યો છે દોતતો નથી વીસરયો. હઈયાની જે ઝાઝી હામ; તે મનની મનમાં રહી કેહેતાં જીવ કલપાય, કામની તુ વીયોગે ગઇ.

હે સ્ત્રિ તારી જે પ્રિત તે હું જરાએ વીસરયો નથી અને તું વીયોગે ગઈ તેથી મારો જીવ ઘણો કલપાય છે. એ વાંચી શાવળીંગા કહે કે રાજાનુ મારા ઉપર ઘણુ હેત છે. પછી પોતે કાગળ

લખી પોપટની કોટે બાંધ્યો અને પોપટને કહ્યું ભાઈ રોજ એક બે વખત રાજાને ત્યાંથી સમાચાર લેઇ મારી પાશે આવજે, પોપટ કહે સારૂ એમ કહી ચાલતો થયો. હવે પોપટને તો વાર થઇ તેથી કુંવર મહા ચીંતા કરે છે.

ચોપાઇ—પોપટ પંખીની જાત, રાંડે ભમાવીયો; ગુણવંતો ગંગારામ, હજુ નવ આવીયો,

રાજા કહે કોણ જાણે રાંડે ભમાવીને ત્યાં બેસાડી મુકયો એવામાં પોપટ આવ્યો; તે જોઇ રાજા કહે છે,

સોહલો—પોપટ પંખી ચતુર સુજાણ; પધો પરવતી તમે શ્રી ભગવાન; ગુણવંતો આવ્યો ગંગારામ, તેં કીધાં મારાં સરવે કામ,

હે પોપટ તું આવ્યો તે ઠીક થયુ, હવે મારૂ બધુ કામ સફળ થશે; પછી શાવળીંગાનો કાગળ રાજા વાંચે છે,

ચોપાઇ—સારા સારા સમાચાર, લખીને તમે કાવજો, અને મારૂ મહેલ રાજ્ય, એકવાર તમે આવજો, એથી મળેરે એકાંત. અમને તેડાવજો, અમને મળેરે એકાંત, તો તમે વેહેલા આવજો.

રાજા વાંચીને ઘણા ખુશી થયા એમ કરતાં પ્રભાતનુ પહોર થયું એટલે શાવળીગાના બાપ પદમશા શેઠે પોતાનાં સગાં તેડાવીવીવાહની તઇયારી કરવા માંડી.

ચોપાઇ—શેઠ મળી શાહુકાર, હડતાલો હાટે દીજીએ; શાવળીંગાકુંરા લગન, ઘડીઆ આપણ લીજીએ. ગોરને તેડાવ્યા આજ, લગન લખાવીયાં, ઢમઢમ વાગ્યા ઢોલ. ગાયછે સાહેલીયાં,

સોહલો—ચોખા કંકાવટીને લગનજ સાર; લગન વધાવે વારંવાર સાતમને સોમવારે લગન કહેવાય. પધારજો તમે રૂપાશાય.

ચોપાઇ-શંકર તેડાવ્યા ચાર, લગન લખાવીયાં ગામે ગામથીકોઈ સગાંઓને તેડાવીયાં. સાતમે સોમવાર, આડમપર આપજો, કોરા

વી માણેકથંભ, તાંડવ રોપાવજો.

શાવળીંગાના બાપે લગન નીરધર્યાં ને ગોરને શાવળીંગાને સાસરે મોકલ્યો. હવે રૂપાશાએ પોતાનાં સગાંવહાલને બોલાવી તઈયારી કરી પછી સવારના પેહોરમાં રૂપાશાશેઠ હાથી, ઘોડા પાલખી, રથ તથા ઊંટ સાથે તમામ જાન લેઈ નીકળ્યા, તે સાંજરે સુગીપર પાટણ આવ્યા અને ગામની ભાગોળે તળાવ ઉપર પડાવ નાખ્યા ને તોપો ને બંદુકોના અવાજ કરવા માંડયા એટલે પદમાશા શેઠને ખબર થઇ કે જાન આવી માટે આપણે સામા વરઘોડો ચડાવી સામઇયું કરી જાનીવાસે તેડી લાવીયે પછી શેઠ પોતાનાં સગાંવહાલાંને તેડી વરઘોડો ચડાવી તેડવા ગયા હવે ઘર આગળ શાવળીંગા ને તેની સાહેલીયો છે પછી શાવળીંગા બીચાર કરે છે કે હમણાં જો હું રાજાને મળું તો લાગ ઠીક છે તેથી સાહેલીયોને કહે છે.

સોહલો--શાવળીંગા મનમાં કરે વીચારે લગનનો આવ્યું સાતમ સોમવાર; ન જોઈ મેં બંકી બજાર, ન જોયાં મેં ચંદનનાં ઝાડ. ન જોઈ મેં નારની વાટ, ન જોયાં મેં ગાંધીનાં હાટ; નથી જોયા પનઘટના ઘાટ, સાસરે જાશાં શી [illegible].

હે સખીયો હવે મારું લગન આવ્યું ને મેં આપણી બંકી બજાર ને ચંદનબાગમાં ચંદનનાં ઝાડ જોયાં નથી ને હું સાસરે જઇશ ને મને ત્યાં કોઇ પુછશે તો હું એને શો ઉત્તર આપીશ માટે તે આપણે જોવાં જોઇએ તે સાંભળી સાહેલીયો કહે છે કે બાઇ એક ગઢ રથી જઇ એમાં તેનું જોવું છે શાવળીંગા કહે ત્યાં ના ના [illegible] ફુલવાડી ને બાગ જેવા પણ ઘણી જાતના પાકે છે તે ખાવાનું બહુ રમુજ પડે છે એવો ગાતે આલમ હોંને સાહેલીઓને સમજાવ્યા પણ શાવળીંગા મનમાં વીચાર કરે છે કે રાજાને શી રીતે તેડવું.

સોહલો—કરમ મારૂ એવું અભાગ્ય, ન બન્યો રાજાનો એક લાગ; સુડાની સાથે સંદેશો કહ્યું; રાજાને તેડાવી લઇ.

શાવળીંગા પોતે કહે છે કે આટ આટલા લાગ તો મારા ફોગટ ગયા ને જતાં જતાં જરા લાગ આવ્યો, તો તેમને સંદેશો કોની જોડે કહાવું એવો વીચાર કરે છે એટલામાં પોપટ રાજાની ખબર લેઇ આવ્યો તે જોઇ શવળીંગા કહેછે કે હે ભાઈ આ ચીઠી તને લખી આપુછું તું તે તાકીદથી રાજાને આપ એમ કહી ચીઠી લખે છે.

સોહલો—ચંદનતલાવડી રાજા ચંદનબાગ, ઘડી બે ઘડી બેશવાનો લાગ; ત્યારે આવો મારા સુંદર શ્યામ, પુરીશું હૈયાની હામ.

હે રાજા તમે ચંદનતળાવડી ઉપર ચંદન બાગમાં આવો તો આપણે ભેગાં થઇશું એવુ લખી પોપટની કોટે બાંધી તે પોપટે રાજાને આપી રાજા ચીઠી વાંચી ખુશી થયા હવે શાવળીંગા પોતે સાહેલીઓને લેઇ બંકી બજારમાં થઇ ચાલી જાય છે.

ચોપાઇ—છુટે પટેરે નાર, આવેરે અલબેલીયાં, વણજ કરતા રે વેપાર, વાણીયાં સરવે ભુલીયાં. અમીરને ઉમરાવ મુરછા સરવ પામીયા, શેઠ મોટા શાહુકાર ઠેરેઠેર ઢળી ગયા.

આવી રીતે બજારમાં પોતે કંઇકને મુરછામાં પાડતી ચાલી જાય છે તે શેહેર બહાર નીકળીને જ્યાં ચંદનતળાવડી છે ને તેના પાશે નદી વહે છે તેમાં રમવા લાગી.

દોહરો—ધન ધન નદી ભર રામઝોને, ધન લીલીરે લીલી તળીમાં, થોકે થોકે દોહરાને, વળી પદમણી પુતળીયાં.

ચોપાઇ—પદમણી પુતળીયાં, ઝબુકે જેમ વીજળી; એકશું એક અલબેલ મુખેરે અતી ઉજળી. નજરો તણું ન્યાજ, લીએ બેહુ તાળીયાં, કે ધુનરે બગેશર બાગ રમતી સઉ શાહેલીયાં.

નદીમાં સરવે નહાય છે ને તાળીઓ લે છે ને અરશપરશ એ ક એક એક સામા દુહા કહે છે ત્યાં સદેવંત આવ્યા ને શાવળીંગાએ સદેવંતના સામુ જોયું એટલે સરવે સાહેલીયોએ પણ રાજા સામુ જોવા માંડયું પછી સદેવંતે વિચાર્યું કે આ બધી જાણી જશે તો પછી શાવળીંગાથી મારી પાસે આવી શકશે નહી માટે હું આ ઘો જાઉ એમ ધારી પોતે નદીની સામી તીરે જઇ પગ ધોવા માંડયા એટલે શાવળીંગાએ કહ્યું.

દોહરો--સખી સરોવર આપણું ને, વળી ધશી ધશી ધુવે કોઇ પાય, દુએરે થાઓ રાજા દુખીઆરે, વળી લાંબારે કરકર બાંય.

શાવળીંગાએ પોતાની શાહેલીઓને લાંબો હાથ કરી કહ્યું કે આ કોક આપણા સામો બેસી પગ ધુવે છે ને રાજાને લાંબો હાથ કરી સમશામાં ચંદનબાગ બતાવ્યો કે તમે બાગમાં જાઓ હું આમને રમતે વળગાડીને આવુંછું. પેલી સાહેલીઓ રાજાને જોઇને કહે છે કે અમે છોડીઓ રમીએ છીએ ત્યાં આવી કેમ બેઠો છે તું તારે રસ્તે જા, તે સાંભળી રાજા પોતે ચંદનબાગમાં ગયા અને આસોપાલવના ઝાડ તળે જઇ બેઠા.

દોહરો—એકથી એક આલબેલડીને વળી નાવા તે બેઠી જોને નાર, પાતડેરે જોને પદમણીરે, વળી પુતળીઓની જોને હાર.

ચોપાઇ--પુતળીઓની જોને હાર, ઝબુકે છે દામની, હાથી જો કાં ખાય, ધુંવે છે કામની.

પછી શાવળીંગાએ વીચારયું કે મેં રાજાને બાગમાં મોકલ્યા છે ને હું આહી રમત કરૂં છું તેથી અકળાશે માટે હવે જાઉ એમ ધારી પોતે સાહેલીઓને કહે છે.

સોહલો—જોવા જેવો ચંદન બાગ છે, ને ત્યાં એક આળીગાળો આણીજ રહે, જુઠી જુઠી સાખ્યો ભરીને દરબારમાં જઇ દંડ જ કરે,

હે બેન બાગ તો જોવા જેવો છે પણ માંહી એક માળી છે તે દરબારમાં જુઠું કહી દંડ કરાવે છે તે હમણાં બાગમાં ગયો છે તે ઘેર જશે એટલે,આપણે જાશું ત્યાં સુધી આપણે આંખ મીચામણી રમીએ પછી બીજી સંતાવા કાજે જુદી જુદી નાઠી અને શાવળીંગા નાઠી તેવીજ બાગમાં ગઇ.

દોહરો—સામારે આંબા જોને આંબલીને, વળી દાડી છે દાડમ અને દ્રાક્ષ; આસોપાલવને મોળશરે, ગોરીએ કેળોમાં પાડી છે વાટ.

શાવળીંગા પોતે આસોપાલવના ઝાડને ઓઠે થઇ કુંજોમાં રસ્તો પાડી ફુલના છોડ ચુંટતી જાય છે કેમકે એને કાંઇ બીક નથી કે મને કોઇ બીજુ બાગના માલીક તોએને તાબે થઇએના પહેલાં આવીને બેઠા છે.

દોહરો—શીરપર છુટી લટીયાંને વળી છુંટેરે ફટો ચાલી જાય; પદમણીને તો પ્રેમ સ્તનોને, વળી લાલજ આંખો જોને થાય.

શાવળીંગાને સદેવંત મહા કામાતુર થયા છે ને શાવળીંગાના માથાના વાળની લટો છુટી ગઇને કામના કેફમાં આંખો લાલઘુમ થઇ રહી છે ને પોતાને ઠંડા પવનથીને ફુલની સુગંધીથી ઘણો પ્રેમ ચઢે છે પછી સદેવંતનો હાથ ઝાલી ચંપાની ઘટામાં જઇ બેઠીને સદેવંતને કહે છે.

ચોપાઇ—ઓ અલબેલા રાજ્ય, ભલા તમે આવીયા; સુડાને સંદેહ, લખી તેડાવીયા. હું વારી ગરા રાજ વારીવારી વારીયાં વચનના બાંધ્યા કોય જન્મારો અમ હારીયાં અમ આવ્યા તમારી વાડીએ; છેલ છબીલા શામ આવોને મોજો માણીએ.

શાવળીંગાના મીઠા અમૃત જેવાં વચન સાંભળી રાજા મહા કામાતુર થયો છે ને તેમા નેણની અદાએ કરીને તેનું કોમળ રૂ-

દય મિઠાઇ ગાંઠીતુર થઇ રહ્યોછે ને શાવળીંગાના મોંઢાને હાથેવ-
ડી ખુબ દબાવેછે ને તેના કે.માળ જે કમળ પત્ર જેવા અધર ઉ
પર ચુંબન કરેછે.

ચોપાઇ—અમએલે કીધાં અજાન, નાખી ગળામાં બાવડી; ઉ
બાડે જોડાજોડ ચંપા દેરી છાપડા; મેલોને છબીલા શામ, માડું
મારૂ ભાગશે અમો મુકી કહીશુ વેણ કડવાં તમને લાગશે.

શાવળીંગા કહે હેમહારાજ તમે મોહોડું દબાવોછો તે દુખવા
આવ્યું ને ભાગી જશે ને પછી તમને કહીશું એટલે રીસ ચડતાં
વાર નહી લાગે માટે મો મુકોને એવું કહેતાંજ સહેજ તને રીસ
ચડી કે રાંડનેહું હેતમાં પ્યાર કરૂછું ત્યારે એવળી એની મોટાઇ
માં જાયછે તેથી પોતે આઘા બેઠા ને શાવળીંગાને કહેછે.

ચોપાઇ-એરે નારી અજાણ શુ મારે નથી પ્રિતડી, લેવા આવી
શો હોય રાણીજીની રીતડી પ્રિતોના પરિણામ છે તેતો અમે જાણી
યાં આણો અમારી રીત વહાલા કરો વાણીઆ.

હે સ્ત્રી ન જાણીશકે હુ તને વળગતો આવુ પણ મેં તારી
પ્રિત જાણી માટે મારી રાણીજીની રીત પાછી આપ અને તારા
વાણીઆ જે આ ગાછે તેને વહાલા કર મારે તારો ખપ નથી
આવા રાજાના રીસના વચન સાંભળી શાવળીંગા નરમ થઇ મ
નમાં કહેછે કે હુંતો હસતા હસતા કહેતી હતી અને આતો પાછા
રીસાયા હવે સમજાવું એમ કહી કહેછે.

ચોપાઈ—રાજા સોળ સાહેલીઓનોસાથ,જીવન જો તેઓ ર
નાખ્યા ગળામાં હાથ, અંબોડા રૂલ રહી હેતે દબાવ્યુ મોંડુરે હા
થ, મોંડુરે મારૂં ભાંગશે, મજથી કેમ દેવાશે ગાળ લાખેણા રાજા;
લાજશે.

હે રાજા તમેતો ગાઢ હસતે મોંડું દબાવ્યું હશે પણ મારૂં

એકુ મસ દુખ્યુ ત્યારે મેં તમને કહ્યુ જો તમને આડો જવાબ આપુ તો આપની પાસે શીસનું તાવસાલ્યું જછ તથા મેં વીચા ર કરીનેજ આ કહ્યુ કાંઈ તમે મને ઓછા વહાલાછો કે તમને ગાળ દેઉ! રાજા કહે ઘડામાં હસાતેને ઘડીમાં તરછોડી નાખેછે ને ઘડી પછી તુ તો પરણીને જવાનીછું માટે ારેતો પ્રિત કરવી-નથી ઘડી સારૂ ક્યાં પારકા તારી પાછળ સોચના કરતો ફરૂં તે સાંભળી શાવળીગા બોલી.

દોહરો—સુણ સદેવંત શાવળીંગા કહે ને વળી એવુંશ બોલો ૧ રે આપ વરૂંતો સદેવંત કુંવરને, વળો બીજો મારે બાઇનેરેબાપ

હે રાજા તમે મને કહોછોકે તું પરણીને સાસરે જઇશ પણ આ મારૂં વચન. પરણુંતો સંદેવંત કુવરને નહીતો બીજા બધા મારે બાઇ અને બાપ બરાબરછે.

દોહરો—સુણ સાંવળીંગા સંદેવંત કહે નેવળી હૃમયામાં રાખજે વિચાર કોલ આપ્યાતે પાળજેરે નેકર વરવી નથી : હાંકણ હાર.

હે શાવળીંગા તું આ કોલ આપે છે પણ વીચાર કરજે જો નહી પાળે તો તારીને મારી બેની લોથો રઝળશે.

દોહરો—જેવાં બોલ્યાં ગોરની વાડીએ, ને વળી એ વત્તો એ લીયાં તું માન, કુડકપટ તજો મનનાને, વળી અમે તમારેરે મેમાન.

ગોરની વાડીએ વચન આપ્યાં હતા અને અહીંયાં આપે છે તેવા પાળજે ને તારા મનમાંથી મશકરીને કપટ કહાડી નાખજે આવું સાંભળી શાવળીંગા ખુશી થઇ રાજાનો ઘાણો-આગ્રહ જો ઈ પોતે રાજાને લેઇ ચંપાની ગટામાં જઇ પોતાનું ચીર પાથરી બેઠાં. ચોપાઈ—ચોવડ કીધાં ચીર, પીતાંબર પાથરયાં, નાખી ગળામાં હાથ, સજ્જનને સારજ કરયાં. બેઠા જોડાજોડ લાગે બહું સા-રીયા; નાની સરખી સાહેલીએ આવીને પોકારીયાં.

જ્યાં બંને જણુ ચ પાની ઘટામાં ચીર પાથરી બેઠાં છે એટલા માં નાની સરખી સાહેલી હતી તે બીજીઓને તેડીને બોળતી બો ળતી બાગમાં આવી શાવળીંગાને બોલાવી એ સાંભળી શાવળી ગા ઝટ ઉઠી અને રાજા ઝાડ ઓઠે સંતાયો. હવે શાવળીંગાને સાહેલી કહેછે કે તું કોની સાથે વાતો કરતી હતી શાવળીંગા ક હે તુ બોધળી થઇ હઈશ તારો બાપ કોણછે? અહી હોયતો જો હું તો આપણે રમતાં હતાં તે વખત સંતાઇને બાગમાં દોડી તે- દોડતા મને કાંટા ચડ્યા એટલે મારૂં ચીર પાથરી અહીં સુતાં સુતી- ઓ ઊં કરતી હતી તેથી તેં જાણ્યુ કે કોઇના સાથે બોલેછે તે સાં ભળી નાની સાહેલી બોલી.

દોહરો—સુણને મારી સાહેલડીને, તમે કોક સાથે કરતાં હતાં વાત; તમને જોવને અમે આવીયાંને; વળી શોભ સાહેલીઓનો સાથ

હે શાવળીંગા તુ વાત કરતી હતી તે અમે નજરે જોયુ ને જુઠુ કેમ બોલેછે આવા તેના બોલ સાંભળી શાવળીંગા નાની સાહેલી ને કહેછે.

દોહરો—ના ની સરખી સાહેલડીને, વળી મરજો તારો જોને વીર; વાલમ મારો વીયોગે ગયોને હું તો સુખ ન પામી સરીર.

હે રંડ તારા મુખ વઢાંયાં ને તેં મારી પેર બગાડી એમ કહી સાહેલીઓને લેઇ ઘર ભણી ચાલી રસ્તામાં ચાલતાં વાડીના ઝાં પાં આગળ મહાદેવનું દેવળ હતું તેમાં શાવળીંગા દરસન કરવા ગઇ ત્યાં મહાદેવને કહેછે.

ચોપઇ—દેરાં એટલાં દેવ પથરા મે તો જાણ્યા શાવળીંગાએ સોનાના છત્ર, સદાશીવને માનાયાં અલબેલો મારો રાજ્ય, મીઠી નજરે ભાળશું; શોભા જેરાં છત્ર; સદાશીવને ચડાવશું.

શાવળીંગા સદાશીવને કહેછે કે જ્યારે મારા રાજાને હું મળી

શ ત્યારે તમને સોનાનું છત્ર ચડાવીશ એવી માનતા માની પોતે ઘર ભણી ચાલી સદેવંત પેલી નાની સાહેલીને ગાળો દેતોદેતો પોતાને મહેલે ગયો હવે શાવળીંગાના બાપ જાન તેડી લાવ્યા અને હવેલીમાં ઉતારો આપ્યા પછી શેઠે ફુલેકાનો વરઘોડો ચડાવવાની તઇયારીકરીઅનેમેટામોટા શાહુકારોને વરઘોડે આવવા તેડાં મોકલ્યા પછી શાવળીંગાને પીઠી ચોળવા સારૂ બોલાવેછે તો શાવળીંગા નથી શેઠ કહે આવખત ક્યાં ગઇ હશે? એમ કહી સિપાઇઓને ખોળવા મોકલ્યા. શાવળીંગા ઘેર આવી એટલે સરવે સાહેલીઓએ પીઠી ચોળવા માંડી

સોહલો—કંકુને કેશર ઘોળાય, પદમણીને પીઠી ચોળાય; સરખી સાહેલીઓ મંગળ ગાય, પદમણી ઉપર રૂડા પડદા થાય.

શાવળીંગાને પીઠી ચોળી નવરાવી વસ્ત્ર શણગાર પહેરાવી તઇયાર કરી. હવે પદમશાશેઠે કહ્યું કે રાજાને જઇને કહો કે પદમશાશેઠની દીકરી શાવળીંગાનું આજ લગ્ન છે માટે ફુલેકાના વરઘોડામાં આપ સવારી લેઇ વહેલા પધારજો. શીપાઇએ ત્યાંથી રાજા પાશે આવી રાજાને કહ્યું. એટલે રાજાએ સદેવંત કુંવરને સાથે લઈ જવા બોલાવ્યો ત્યારે સદેવંતે કહ્યું કે મારા શરીરને સુખ નથી તેથી હું તો નહી આવું તમે એકલા જાઓ ( મનમાં રાંડ એકાંતે મળી ત્યાંથી પાછા આવ્યા તો પછી આ ઘણા શોકમાં શું વળવાનું મુઓ એ શેઠને મુઇ એની છોડી કે વગર કુએ માંદા થવું પડે છે ) પછી રાજા પોતે હાથી, ઘોડા, પાલખીઓ અને રથ લેઇ શેઠને ત્યાં આવ્યા એટલે સરવે લોકો તઇયાર થયાને પછી કન્યાને ઘોડે બેસારી એટલે વાજીંત્ર વાગવા માંડ્યા.

ધીમધીમ વાગ્યા જોને ઢોલ, ત્રંબાળુ જોને ગડગડયાં; અમીરને ઉમરાવ, સાથે સરવે પરવરયા. ત્રંબક વાગે જોને તુરે; શર-

ણાઈએ સાદજ પુરીયાં, ધીડ ધીડ વાગે નોબતને વળી તાંસાં વાગે સુરીયાં. પાલખીઓને સુખપાલ. હાથી ઘોડા હળબળે, શહેરના સરવે લોક, ફુલેકુ જોવા મળે. શાખા બાંધી શારીવાન, આટે માંડવ આવીયાં; માંડવ કેરી માંહ્ય, આવકાર લેઇ વધરાવીયા. સાથે સારા લોક, પૈપારી વાણીયા; ઇંદ્રનો અવસાન, એણીપેરે આણીયા. ઘોળાને ધવળા ચાર તાતા જે તોખાર ભળા લેઇ પધારીયા.

એવી ધામ ધુંમથી વરઘોડો ચડી બજારની વચ્ચે થઇ સોનેરીયાં ચોકમાં આવ્યોને ત્યાં વાજીત્રની ધુંમ મચી રહી તથા બંદુકોને તમચા છુટી રહ્યા છે તેનો અવાજ સદેવંત કુંવર સુતા છે ત્યાં આવ્યો તે સાંભળી રાજા કહે વરઘોડો તો જાણે એમ ધારી પોતે અગાશીપર ચડયાને જુવે છે તો મદ્રવટા થઇ રહી છે ને તમામ રસ્તો લોકથી ભરાઇ ગયો છે તે જોઇ સદેવંત કુંવર ખુશી થઇને કહે છે કે આમાં મળાપ તો નહી થાય પણ જોઉં તો ખરો કે તેણે કેવા શણગાર પહેરયાં છે એવું ધારી પોતે હેમ મહેલમાં આવી અમુલ્ય શણગાર સજે છે.

દોહરો—જરકશી જામા પહેરીયા, ને વળી માથે તે કસબી મોળ; રત્ન જડીત શીરપેચ બાંધીઓ, તે દીપે છે ઝાકઝમોળ. કુલગી તોરા શોભતાં, ને વળી ગળે મોતીયન કેરો હાર, કમરેલાં લપેટીયાંને એમાં ઝુકી રહી તરવાર.

ચોપાઇ—ઝુકી રહી તરવાર, કામરૂપ સમા જાણીયા; રાજા શોભીતાં હથીયાર, તરકશ લેઇ તાણીયા, તરકશ તીર કમાન, હેમ જડયાં હારડાં; સાંજ શોનેરી ગરકાવ કટારા છે વાંકડાં, ગડગેડાની ઢાલ ભાલા જોને જળહળે, એકલા રાજકુમાર મહેલમાંથી ઉતરે.

હવે સદેવંત પોતે બનીઠણી મહેલમાંથી ઉતરયાને ઘોડે સ્વાર થઇ ચાલ્યા.

ચોપાઇ—એકઘોડાં અસ્વાર, દરબારમાંથી નીશરયા સાજ શોને રી ગરકાવ, વાગે ઘોડાને ઘુઘરા.

આવી તરેહથી ઘોડેસ્વાર થઈ વરઘોડા સાથે જાય છે તો સાજનના લોક કુંવરનુ રૂપ જોઇ ઘણા ખુસી થયા.

ચોપાઇ—મહાજન મોટા લોક કુંવરને વખાણ્યા; આવ્યા સોં નેરીયાં ચોકમાંય. તેજીને લેઈ તાર્ણીયા

જ્યાં સદેવતે કન્યાને બેડા જોગા એ.સ રેવંતને એવી રની થડમાં જઇ ઘોડાને ધીમે ધીમે ચલ.વા માંડયા પણ શાવ ળીંગા સદેવંતના સામુ જોતી નથી તેથી રાજા ગુસ્સે થઇને કહે છે કે રાંડ મને તો કહેતી હતી કે મારે તમારા વીના બીજા ભાઈને બા પ છે ને આતો પરણવામાં ગાંડીતુર થઇ ગઈ છે. તેથી આલ પાછા એમ ધારી પોતાના રેવંતને ચાબક મારી કેહે છે.

હે હેમંત આપણા, ને વળી ન કર પરાસરે આશ; આ કાગ ળની વાડીઓ; ને એમાં નથી સોરંગીના વાશ.

એમાં નથી સોરંગીની વાશ. ને અમથો જીવ મારો કરેરે ઉદાશ, જોબન મારૂ જાળવેશ. હવે લખ્યુ છે મારે દેશ પરદેશ.

રાજા કહે છે કે ઘોડા ઘેર ચાલ આ કાગળની વાડીમાં સોરંગીની વાશ કયાંથી હોય ને અમ થા ઉદાશ થવું પડે છે આવાં રીસના વાકય સાંભળી શાવળીંગા વીચાર કરે છે કે રાજાના સામુ ન જોયુ તેથી રીશ.વા પણ શુ કરૂ આટલા લોકમાં કેમ બો લાવાય જો ફુલેકુ ઉતરે ને હું મેહેલમાં ગણેશ આગળ વર તોરણ આવે ત્યાં સુધી એકલી રહીશ તે વખત સોના રૂપે આવે આળાપ થાય એમ ધારી પોતે રાજાને શાનમાં સમજાવે છે.

દોહરો—સુંદર શીફળ હાથે ધરીને, ગોરી સુડાઓર બખડાવે

આવીરે ઓઢી ચુંદડીને વળી શાનુંમ સમજાવે.

શાવળીંગા પોતે એક હાથમાં શ્રીફળ જઈ-બીજો હાથ ઊંચો કરી ચુંદડીનો ઘુમટો તાણી મુંડીઓ અખડાવતી રાજાને જતાવ્યું કે તમે શ્રી થઈ મારે મોહોલે આવો સદેવંત પોતે ચતુર હતો તે સમજી ગયો કે મને આંના વેશ તેડે છે એમ ધારી પોતાને મોહોલે આવ્યો હવે વરઘોડો ફરતો ફરતો ઘર આગળ આવ્યોને ઉતરયા એટલે શાવળીંગા ગણેશ આગળ જઈ બેઠી અને સાહેલીઓ સરવે ગાવા લાગી હવે સદેવંતકુંવરે રાણીપાટમેદની પેટીઓ ઉઘાડી તેમાંથી શોભે શણગાર લઈ પેહેર્યાં અને જે રાણીની અમુલ્ય સાડી હતી તે પેહેરી હીરા જડાતવાળી નથ પેહેરવા જાય છે પણ વેહે વીના નાકમાં રેહેતી નથી તેથી વળખાં મારે છે, અટલામાં રાણીપાટમેદ વરઘોડો જોવા અગાશી ઉપર ચડી હતી તે નાચે રંગ મોહોલમાં આવ્યાંતો સદેવંત સ્ત્રી બનીને બેઠા છે ને નાકમાં વાળી રહેતી તે દબાવે છે એટલે સરવે ઓચીંતા કહે છે કે રાજા વેહે ન હોયતો લાવો આ શોધો ખાલી વે પાડું સદેવત પાટમદેને જોઈ મનમાં શરમાય છે.

ચોપાઈ—કેમ કરી રહેશે મહારાજ. વેહે વીનાની વાળીચુ આ નર ભાગી થઈ છે નાર, તેનો મેં બાળીયું. પુરશ તણો જોને વેશ, તમારોરે લાજસે; ઢળની મળતા ઢાલ. તે આ ચુંદડી કેમ છાજશે.

ઢલ બાંધતા હતા તે ચુંદડી કેમ શોભશેને આથી તમારો મરદનો વેશ લાજશે તે સાંભળી સદેવંત કહે છે.

કવીત—રાજતકી નીત થઈ મીતનશે પ્રીત ગઈ, નારકી પ્રતીત ગઈ, જ્યાં જીવ બાયોહે, શીખનકો ભાવ ગયા, પંચનકો નાવ ગયા, સાચકો પ્રભાવ ગયો જુઠ હીયો આયોહે. ભ્રષ્ટનકી વરષ્ટ ગ

ઈ ભુમાશે તો નીષ્ટ ગાં, શરબ્ટી મેં વીપ્રીત ઉઠ ધાગાહે, કૃ જી
સહાય ક્યા કહતાહે કવીરાજ, કઠીણ કરાલજ કાળ અલા આવ્યોહે.
હે સ્ત્રી તુ મને શિખામણ દેછે પણ એમાં મોટા મોટા ગરક
થઈ ગયાછે તે સાંભળી રાણી કહેછે તમારા જેવા નહી થયા હો
ય કે પરણ્યા મરદનો અવતાર આપ્યોછે ને હાથે વતી સ્ત્રીનો
અવતાર ભોગવવા ધરેછોછો. શું માંસ ખાતા હશે તે હાડકાં ડે
ટે બાંધી કરતા હશે? રાજા કહે રાંડ તુ તારી જાંગ હાથ વતી
ઉઘાડીને જોજ ખુવેછે પછી રાણી રાજા પાસું સોડાવ માટે કાંના
રહ્યા અને સદેવંત મેહેલમાંથી ઊતરી રૂમઝુમ કરતા શાવળીંગા
પાશે ગયા ત્યાં બાયડીઓ ગાયછે ને હચાહચ થઈ રહીછે તજે
બેસવા જાયછે તો બાયડીએ ગોદા મારી બહાર કહાડેછે ને રાજા
ધક્કા પાટુ ખાતા થાકવા પછી નીરાશ થઈ કહેછે રાંડે મારી મ
શકરી કરાવવાને સારૂ તેડાવ્યો એમ જાણી પોતે મેહેલની સા
મે જઈ સરમાન થઈને બેઠાને આંખમાંથી ઝરઝર આંસુ ઝરવા
માંડયા શાવળીંગા રાજાને જોવા સારૂ ઝરૂખે આવી જુવેછે તો
રાજા વેગળે બેઠાછે ને આંખમાં ઝરઝરીયાં આવ્યાછે પછી
ત્યાં રહી કહ્યું.

ચોપાઈ-ઉતારાની એકાંત રૂદેમાં જાણીએ. છેલ છબીલા શામ
આવોને મેળ માણીએ. ઓ અનમેળા રાજ્ય, ભલે તમે આવી
યાં; ગોપીરૂના વેશ, ભલા તમે ભજનવીના,

"આવું સાંભળતાં સદેવંતે ઊંચુ જોયું એટલે શાવળીંગાએ ઈશારત
કરી કહ્યું કે આ પાછળ થઈ આવીએ આવો સદેવંત ત્યાં થઈ
શાવળીંગાના મેહેલમાં ગયા ત્યાં પલંગ ખુરશી ટેબલ અને પાટયો
ઢાળી મુકીછે તેના ઉપર મુખમલનાં એસીકા વગેરે તરેહ તરેહના
ઉપર બાછાનાં પાથરી દીધાંછે અને રાજાને માટે ખાવાના દુધ
સાકર, બદામ, પીસ્તા. ચારોળી દ્રાક્ષ, અખોડ, કીસમીશ, અંજુર

અને નાળીએર વીગેરે નાના પ્રકારનો મેવો મુખ આગલ લાવી ને મુકાછે અને મુખવાસ સારૂ પાન સોપારી, એલાયચી, જાવફળ, જાવંત્રી તજ, લવીંગ અને કસ્તુરી એવા અનેક પ્રકારના ખુશબોદાર તેજાના લાવી મુકયાછે અને તમામ રંગ મેહેલમાં અત્તરની ખુશબો ઉડી રહીછે તે જોઈ સેહેવંત ઘણો ખુશી થયો કે આવું સુખમેં મારી રાણી સાથે નથી ભોગવ્યું પછી શાવળીંગાને સેહેવંત કહેછે.

ચોપાઈ-જેમતેમ કરી બેઠા જોડા જોડ, કહું એક વાતડી; શાવળીંગા તુજવીણ કેમ, જશે મારી રાતડી. માનો થાજો નાર. પુરી તમારી પ્રીતડી; હેતેને ચિતે કોય આલો રાણીજીના. રીતડી મુખ દીઠે દુખ થાય. જ્યારે નેણાં ભારીએ, ચડયો કસુંબી રંગ; તે ઘેઈને ટળીએ સહુથી ઉત્તમ જાત તમારી નાતડી; શુણ શાવળીંગા નાર; માનો અમારી વાતડી.

હે શાવળીંગા કાલતો તું પરાણીને ઘેર જઈશ માટે તું મારી રણીની રીત પાળી આપ એટલે હું મારે ઘેર જાઉં તે સાંભળી શાવળીંગા બોલી.

દોહરો—આ જીભથી જાગો નહીં કહું, ને વળી રેહેને આજુની રાત; આવી એકાંતો નહીં મળે, ને રાજા કરીને વાલેસરી વાત.

ચોપાઈ—સારાંસારાં સુંદરીરે, આવ્યાં બેસવા પંછાવણાં. જાજમને નીલમ, પાથરણા પાથરયા, અલબીલા રાજા આળવું તરી જાણીએ, ફેલછબીલા શામ આવોને મોજો માણીએ.

હે રાજા હું તો આ જીભથી જાઓ નહીં કહું ને આવી તમને એકાંત નહીં મળે માટે બેસો પછી બંને પલંગપર બેઠાં હવે સહેવંત કહેછે.

ચોપાઈ—હાથ કરજોડી કોય, કામની તને કરગરૂં; આયુ મા

લ અપાર, સાસરવાશો હું કરૂં. સમજુ થાજો નાર. પુગી તમા-રી પ્રીતડી; હેતેને પ્રીતે આલજો મુને રાણીજીની રીતડી.

હે સ્ત્રી હજુ સુધી તારેને મારે કંઇ છે નહી માટે મને મુકી દે તે સાંભળી શાવળીંગા કહે છે.

ચોપાઇ—નહી આલુ રાણીજીની રીત, સાંભળો વાતડી; નથી અમતી જરાય, માજનીઆની નાતડી. કડવા લાગે છે કોય; વેપા રી મને વાણીયા, પહેરાવો પાટમદેના શણગાર. કરી લેજો રાણીયા

હે મહારાજ હું તે તમારી રાણી થઇ ચુકીશું.

ચોપાઇ--ના ના કહેતાં નાર; પરાણે ના હોય પ્રીતડી; મહાજ નને ઘેર ના આલું મારા રાજવળાની રીતડી, રાજવળાની મત-લબ, તે જાણે અમારી રાણીયાં, આજ કપટથી માણો વેપારી તમે વાણીઆ.

હે સ્ત્રી તું પરાણે પ્રીત કરીશ એમાં શું. તે સાંભળી શાવ-ળીંગા પોત રૂદન કરે છે ને કહે છે.

ચોપાઇ—છળ કરીને કોય, રાજા તમે મને છેતરી; આવા ન મરા નાથ માથે તમે ઝાઝી કરી. આતમ પ્રાણ આધાર, જીવું ન હી તે જાણીએ; સાચુ માનજો શ્યામ પ્રાણ અમે પાડએ

હે રાજા તમે જ્યારે એમ કરશો ત્યારે હું મારા પ્રાણ મુકીશ તે સાંભળી સદેવંત કહે છે.

ચોપાઇ—સમેયરોમા ચેરો તારો થાય, તેતો અમે જાણીએ; લડથડતી આલનો વર ગમતો નથી વાણીયો.

રાજા દયા લાવી શાવળીંગાનો આગ્રહ જોઇ મહા કામાતુર થ ઇ રત્નાને શાવળીંગાની કોટમાં હાથ નાખી પલંગપર જઇ બેઠા પછી રાજી થઇ સદેવંતને કહે છે.

ચોપાઇ--મુંગીપરના રાજ્ય; પધારયા મારે ઠોલીએ, ધનધન મા મારો અવતાર, લાભેણો લહાવો લીજીએ, હઇયા કેરા હેત, બેદરે

બનાવીએં; લીલાવતી નંગુંદે, આવી આવીને પેઠારીયાં.

જ્યાં ઘણા પ્રેમમાં એક એકના ગળામાં હાથ નાખી બેઠાં છે એટલામાં લીલાવતી નગુંદ તેની બીજી સહેલીઓ અને દેવજી વ્યાસ આવ્યા તેણે હાક મારી તે સાંભળતાં સાવ ડીંગા કહે છે કે કેમ કરીશું ? રાજા કહે ભાભી તારા મેં તો તને કહ્યું હતું કે તું મને અગ્રેથી જવા દે પણ તને વાતોનો રસ ઘણો રહી ગયો હતો. હવે તારી નજરમાં આવે તેમ કર તે સાંભળી કહે છે.

ચોપાઈ--કંથા તમે દેવળ જાઓ: ત્યાં અમે આવશું વળી સઘળ. બોલ ત્યાં અમે પાળશું. રમશું સારી રાત આજ આપણું માણશું; અમ પરદેશી મેમાન, સવારે ઉઠી ચાલશું.

રાજા તમે શું કરવાને મુઝાઓછો દેવળમાં જાઓ; અને હું પણ ત્યાં આવુંછું તે સાંભળી સહેવંત કહે છે.

ચોપાઈ--દીવસ આથમ્યા પછી કેમ, પગ બહાર મેલીએ; આ પણ ઉત્તમ જાત, તેણે કેમ શાની કામની દેવળમાંય, અમે તો નહી આવીયે; કહુંછું સાચી વાત હૃદયમાં જાણીએ.

હે શાળગીંગા આપણે સારા માણસના છોરૂ થઈને રાતે કેમ બહાર નીકળાય તે સાંભળી શાળગીંગા કહે છે.

ચોપાઈ--કંથા દેવળ કોય, અમે તો આવશું; પી ગામારૂ લીધ્ય, શકતીને ચડાવશું. જો જો સાચી ખોટી વાત સવારે સંભળાવશું પદમણી કહે છે રાય, પ્રાણ અમે પાડશું.

તમે નહી આવો તો અમે ત્યાં માથુ કાપી શકતીને ચઢાવશું કરીશુ તે સાંભળી સહેવંત કહે છે.

ચોપાઈ—કામની શેને કાજ, પ્રાણ તમે પાડશો; ઠાલો આ મારા શીરપર દોશ તમે ચડાવશો.

હે સ્ત્રી તારો પ્રેમ મારા ઉપર ઘણો છે તેથી હું દેવળમાં જાઉં તેમ કરીને આવીશ એમ કહીને રાજા નીચે ઉતરે છે રસ્તા

માં શાવળીંગાની નણંદ લીલાવતી તેને અપડાઇ સદેવંત ચાબતો થયો તેથી લીલાવતી શાવળીંગાને કહે છે.

ચોપાઇ—કોનો કીધો સંગ, રંગ રસ લેઇ ગંગ, વહુજી સાચુ માન, એ નારી કે નર હતો?

હે શાવળીંગા આ ગયો તે મને તો પુરૂષ જેવો લાગે છે.

ચોપાઇ—અમ બાળુતાં એક નીશાળ, એ છે રાજાની કુંવરી, આવી હતી મુંજ પાશ. મળવા હરખે ભરી. જમતાં એકજ થાળ સુતાં એક શેજડી; નણંદ સાચુ માન. એ સરખી શાહેલડી.

હે લીલાવતી રાજાની કુંવરીને ને મારે બાળપણાના બેહેનપણાં છે તે મળવા આવી હતી એટલામાં ગોર ચુડો લઇને પહેરાવવા આવ્યા શાવળીંગા કહે છે હું તો ચુડો પાનેતર પહેરવાની નથી ને એને પરણવાની પણ નથી માટે તમે. મને કાંઇ ઉપાય બતાવો વળી તેણે ગોરને રાજી કરવાના લાલચ બતાવી એટલે ગોરે જાણ્યું કે આ રાંડે ધાર્યું; હશે તે અંતે કરશેને હું મેલીશ એટલું મારું જશે માટે " વર મરો કે કન્યા મરો " એમાં મારે શું એવું ધારી ગોર કહે છે.

ચોપાઇ—કોઇ સરસ ઉપાવ શોધો; શું અમારૂ જાય, કહેશો તે કરશુ અમો.

આવું સાંભળી શાવળીંગા ખુશી થઇને ગોરને હજાર રૂપીયાની વીંટી પહેરાવી દીધીને, ગોરને કહ્યું કે હું મારી લવીંગીયા દાશીને મારો શણગાર પહેરાવીને બેસારૂં છું તેને પરણાવી સુખડી તણી જાનીવાશે લેઇ જજો, આવું સાંભળી ગોરે પહેલાં તો લપકારા લીધા પણ વીંટી ભણી નજર કરી એટલે હીમત આવીને બોલ્યા, બેહેન કશી ફીકર નહીં હું કાંઇ એવો ચતુર નથી એમતો મારી બુદ્ધી ભોળાભ જેવી છે આવું સાંભળી શાવળીંગાએ દાશીને બોલાવીને પોતાનો શણગાર પહેરાવી દીધા ગો

રેં પણ લાલચને મારે લાકડે માંકડું જડી દીધું અને વીવી પ્રમાણે પરણાવ્યા.

હવે શાવળીંગા દાશીના શણગાર પહેરીને જાનીવાશે ગઇને પે શાબનું નામ દઇ ઓરડામાં એકાંત ખાળે દશીને લઇ ગઇ ત્યાં પોતાનો પોશાક અદલ બદલ કરી દીધોને દાશીને કાહાડી મુકીને પોતે શેઠની પાશે ગઇ જતાંજ શેઠના આંખો અંજાઇ ગઇને તેજ સ્થંભ ત્યાંથી પ્રગટયો દીવસે વીજળી તો હોયજ નહી એમ ધારી ભયભીત થયા પછી તો ધીરે ધીરે જોયું તો શાવળીંગા ઓળખાઇ એટલે રાતરે આશ્ચર્યથી પોતાના પલંગમાં બેસાડી વાત ચીત કરતાં શેઠનું મન વીહવળ થઇ ગયુ તેથી કહે છે કે હે સ્ત્રી હવે આપણે સુઇ જઇએ કારણ રાત ગઇ તારે બોલી.

દોહરો—મેરે માનીતી માનતારે, મને મળશે રૂપાશા કંથ, પ્રથમ પુજીશ માહાદેવનેરે, આવી સ્થળ એકાંત.

આવું સાંભળી રૂપાસા શેઠતો બહુ ખુશી થયા ને બોલ્યા કે તેં બહુ માથાકુટ કરી દેખાયછે પણ બહુ આવીને બાધા રાખતા હઇશ આટલી રાતે એકલાં કેમ જવાય બીક ન લાગે શાવળીંગા મહાદેવના મંદીરમાં જઇને ઉભી રાત અંધારી ઘોરછે નાના વીધના પ્રાણીઓથી ઓપાસ ભય ઉતપન થાયછે જાણે આમથી આવશે કે આમથી તેમાં વળી દેરાના કમાડ વાશેલાંછે માટે શાવ

દોહરો—રેણ અંધારી હું એકલીરે, ખાવા ધાયછે પરવત પહાડ બાર ઉઘાડો શાહેબારે મારો વેરી થયાછેરે ઝાડ.

હે રાજા આ ઝાડના પાંદડાં ખડખડ થાયછે ને મને બીક લાગેછે હમણે મારૂ કાળજુ ફાટી જશે માટે ઝટપટ કમાડ ઉઘાડો તોય સદેવંત બોલતો નથી તારે ફરી બોલી.

દોહરો ચાર દીશાંએ હું જોઇ વળી પથાકી કરી શોર બકોર ક-

તો સદેવંત સુમ ગયો ને કાનો મારી ગયા છે ચોર.

શાવળીંગાએ જાણ્યું કે રાજા જો હોય તો મારો સાદ સાંભળી બોલાવીના રહેજ નહી તેમ રાજા વચન આપીને આવ્યા શિવાય પંણ રહે નહી માટે કાછોટા વાળી દેહેરા ઉપર ચડી શીખર ઉતારી માંહ્ય પેઠી ને જુવે તો દીવા બળે છે ને રાજા બરડીયમાં સુતાછે ને પોપટ પણ પાંજરામાં છે. શાવળીંગાએ ઘણા સાદ દીધા તથા બાજુબાજુને તેને ઘણો હલાવ્યો પણ કોઈ બોલતું નથી ત્યારે માથું કુટીને કલપાંત કરતી હાથ વડે માથાના વાળ ઉખેડે છે ને છેવટ મરવાનો વીચાર કરયો આટલું જો યુ તારે પોપટની ખાતરી થઈ કે એનો પીયાર સપુરણ છે તારે પોપટ શાવળીંગાને કહે છે.

દોહરો—મા કુટ માં કુટ કામની, તારે ઘેને ઘેરાયે ભરથાર;
યુ ઉઠશે પ્રભાતમાં, માનો સાચુ શાવળીગા નાર.

અરે શાવળીગા તું શીદ મરે છે સદેવંતને ઠંડ ચડી છે તેથી બોલતો નથી તે સાંભળી શાવળીંગા કહે છે.

દોહરો—સુણરે સોભાગી પોપટા, તું તો પરભવનો માગે વીર.
સુતા સદેવંત જાગશે તારે કહેજે સઘળું તું પીર,

હે પોપટ સદેવંત જાગે તો કહેજે કે એતો આવીને ગઈ તારે પોપટ કહે જે તુ સદેવંતને હાથે ઘાવ લખી જા એટલે તેને પકી પ્રતીત થશે પછી શાવળીગાએ સદેવંતના હાથમાં ઘાવ લખવા માંડયા.

દોહરો—નાકવેસરની શીંખી લેખણી ને વળી શાહી તંબોળીની સાર, ઘાવ હાથેલીમાં લખીયા.ને; વળી સારાસારારે સમાચાર. પુષ્પ લટકની પાથરીને. વળી ઉપર થાશો થાપ; એની સમજણ ... સદેવંતારે. તો પગ ના ધરશો અહીં ... થી મને દરબારને વળી

બેરો મળશે બજાર; એવી સમજણ લો સદૈવંતારે તો પગ ના ધરશો બાહેર, આટોકુટને ઘી ધોળે; રાજા છુટે કેશ જોને નાર; પણ ટાલ વીપ્ર મળે તો, રાજા પગ ન દાંએ બહાર, ઘરડો ભરોને સાંઢાઓને વળી ટપલાકુટ કુંભાર; એની સમજણ લ્યો સદૈવંતારે તો પગ ન દેજો બાહાર. કુંભ ઘડાને કાબરાળે વળી આથારે બંધી નાર એની સમજણ લ્યો સદૈવંતારે તો પગ ન ભરજો બહાર વાંકડી મુછોને માંજરોને, જેને હાંએ તે ન હોય વાળ. એવે શુકને આવશો તો રાજા નીસચે પુટશે કાળ. ડાબા જમણી તેતર બોલેને વળી રાજા આડી ઉતરે મંજાર, એવે શુકને ન આવજોરે રાજા પગ ન ધરશો બહાર છાણે પડાણેને ટકરે, ને વળી શુંને રાજદરબાર સુકડે લાકડે સરોતરે, તમને આતક લોહ નારધાર.

હે રાજા એવા શુકન જોઈને ન આવશો પછી પોપટ કહે એ કરતાં સારા શુકન લખકે તે જોઈને આવે પછી સારા શુકન લખેછે.

દોહરો—કોરે ઘડે કુવારકા જેને બેળે અપાસુ જવજાર, એવ. શુકને તમે આવશો તોરે મળશે શાવળીંગા નાર, કુંભ કરેવાં ચીબરાં ને વળી હનમંતનેહરણાં. જાતાં તો જમણાં ભાઆં તે વળી વળતાં ડાબી ભણાં. છીક ડાબી ઘા જંમણીને, વળી ભડુ ઉભાડુરે જાય એવે શુકને જે ચાલીએ તો સોને મળાવો જોને થાય તરૂવર ઉપરે તેતર લવેને, વળી તરણું તરણુ શબ્દ કરે દેવત ઘોડો હાંજેરે, તો સમુદર પાર તરે,

ચોપાઈ—સારા સારારે શુકન જોઇ વાલમ વેહેલા આવજો; નાના પ્રકારના સંગાથ ભેળા નવ લાવજો.

માહારાજ આવો તો એકલા આવજો. પોપટ કહે લખી રહી શાવળીંગા કહે હજી લખવું છે ને હાયેલીઓ તો ભરાય ગઇ હવે ક્યાં લખું પોપટ કહે આ કમાડે લખ, પછી કમાડે લખેછે.

મુકી દો ને હુ ઘેર જઇને મારો ભાઇ તમારી બધી હોંશ પુરી કરશે હવે રાજાતો હજુએ આવ્યો નહી માટે શાવળીંગાએ રથમાં બેસતી વખતે પોતાનો મોતીનો હાર હતો તે તોડી નાખીને વેરવા બેઠી તોપણ રાજાતો આવ્યા નહી પછી નીરાશ થઇને પોતે રથમાં બેઠી એટલે ચાલતે ચાલતે પાંચ ગાઉ આવીને બાગુ ખાવા બેઠા, એવામાં એક ગોવાળીઓ ત્યાં થઈને જતો હતો તેને શાવળીંગાએ છાનેમાને એક દાગીનો આપીને કહ્યું કે તું અહીં બેસજે ને સદેવંત રાજા આવે તો કહેજે કે શાવળીંગા સાસરે ગઇ પણ તમને ઘડી વીસારતી નથી માટે તમ તેને મળી આવો પછી સરવે ખાઇને ચાલતા થયાં ને ઘડી દહાડો રહયો તે વખતે જાન પારાનગરમાં વાજતે ગાજતે આવી એ વખત માલણ શાવળીંગાને ફુલ આપવા ગઇ ત્યાં શાવળીંગાને ઉદાશ જોઇ પુછવામાંડ્યું કે તમે ઉદાશ કેમ થયાં છો જે વાત હોય તે મને કહો હું તમારી વેચાણ છું મારી સાથે પડદો રાખશો નહી શાવળીંગા કહે તું મને વચન આપ એટલે હું તને બધી વાત કહું એવું સાંભળી માલણે સમ સોગન ખાધા.

દોહરો—નગરમાંથી જોને આવતતનિ, મેં તો કીધા ઘણાંરે ચરીત્ર તોએ ના આવ્યો મારો શાહેબારે, માલણ, મારે નથી બીજાશુંરે પ્રીત.

હે માલણ સદેવંત રાજાને મળવા મેં ઘણી કળા કરી પણ તે તો મળ્યા, નથી તેના વના આ જગતમાં બીજાનું મારે કામ નથી એવું સાંભળીને માલણ કહે જે બાઇ હું કાંઇ તે વીશે ફીકર રાખીશ નહી હું તને મળવી આપીશ એમ કહી ઘેર ગઇ. હવું સદેવંત સુતા છે તે હજુને જુએ તો કાંઇ આલમ પડ્યું નહી,

દોહરો—કાતો વણીક ભોળવીને, પણી કાતો ગઇ તે સોય, શું

રનારીશું પીતડી, તમે કદીએ ન કરશો ક્રોધ.

ચોપાઇ—ભુપ ન કરશો ક્રોધ, પરનારીશુ પ્રીતડી; બઇ ગઇ જોને તેહ, રાણીજીની રીતડી, પ્રીતના પરમાણ તે તો મેં જાણીયા, કડવાજીધા રાજન, વહાલા કીધા વાણીયા.

એવી રીતે ક્રોધ કરીને રાજા બોલયો તેવામાં પોપટ કહે છે કે હે રાજા તમને કાંઇ ખબર તો છે નહી ને ઠાલો ક્રોધ શીદ કરોછો એતો તમારી પાશે આવીને તમને જગાડવા માંડયા, પણ તમો જાગ્યાં નહી ત્યારે ભાવ લઇને ગઇ ત્યારે રાજા પોપટને કહે જે તમને કેમ ન જગાડયો? માટે તને મારી નાખીશ એવું સાંભળી પોપટ કહે જે હે રાજા નાહક શીદ મારોછો ને મને છુટો મુંકો હું મારે ગમે ત્યાં જઇશ. એમ કહેવાથી પોપટને રાજાએ છુટો મુક્યો તેથી તે ઉડીને જતો રહ્યો પછી ઉદાશ થઇને પોતાને ઘેર આવીને એક ઘોડો લેવા શારૂ ઘોડાળમાં ગયા તે વેળા રાણીએ દીઠા એટલે તે કહેવા લાગી કે હે રાજા શાવળીંગાએ તમને ગાંડાતુર બનાવી દીધા છે તે હું જાણું છું પણ વીચાર તો કરો કે મારા જેવી રાણી છતાં તમોએ એક વાણીયાની છોકરીમાં શું વધારે દીઠું તે ભુત જેવા બની ગયાછો ત્યારે રાજા કહેછે

ચોપાઇ—વાહ નારી હરણાં નેણ, ભમર કેરી પાંખડી; સુંદર શોભ મજીઠ, આંબે જેની આંખડી. બોલ મંગાચંગા વેણ લાગે બહુ પ્યારીઆં. શાવળીંગા શમરૂપ રસાળના આવે બીજી નારીયાં.

હે નારી શાવળીંગા બરાબર બીજી કોઇ દુનીઆમાં નથી ને તું તો એક એની દાશી બરાબર છું. એવું સાંભળીને રાણીને રીસ ચડી તે કહે છે કે શાવળીંગા ઉપર આટલો બધો મોહ છે તો કેમ પૈસા વાણીયાને થઇ જતા હશે.

ચોપાઇ—અમર પુરૂષ થઇ જાય જતાંરે તેને રાણીએ

યા કે મારી સ્ત્રી મહા ચતુર છે એમ વીચારીને પોતે તો ઓરડાના બહાર છુટા હોલમાં ભોંય સુતી છે એવામાં મધરાતે શાવળીંગા ઉદાશ થઇ કહે છે.

ચોપાઇ—ઉગ્યારે ઓહેલ આકાશ, તારણ જોને જળહળે, વરશે રૂતુએ મેઘ નહી જળ ખળકળે રાત અંધારી ગોર; નથી કોઇ જોડીદાર, કંથ તમારે કાજ; તરછું ઢોલીયાં.

એવી રીતે શોચ કરતાં સવાર થયું એટલે શાવળીંગાની દાશી અને ગામના રતનજી કુંવરજીની દાશી બંનેને દોસ્તી હતી જેથી તે રોજ નદીએ નહાવા જાય છે હવે એ દાવશે તે નાહવા ગઇ છે. અહીંઆં સેહેવંત પણ તેજ નદી ઉપર આવી પાણી પીવા ગયો પણ પોતાની પાશે વાશણ નહીં અને ખોબેથી પીએ તો હાથેળીમાં લાગેલા ધાવ ધોવાઇ જાય માટે જાનવરની પેઠે મોહોડેથી પાણી પીધું તે જોઇને શાવળીંગાની દાશી કંકાવતી કુંવરીની દાશીને કહે જે હે બેહેન આ કોક મોહોડે પાણી પીએ છે તે ગાંડા જેવો હશે કે શું? તે સાંભળીને કુંવરીની દાશી હોશીઆર છે તે કહે જે એ કોઇ કામી પુરૂષ છે એના હાથે ધાવ લાગેલા છે અને કોઇ મોટો માણસ છે જેવો તેવો નથી એમ કહીને બંને જણીઓ ઘર ભણી ચાલીને કંકાવતીની દાશી તો ઘેર જઇને બાઇને કહ્યું કે તમે [illegible] વરવા ધારો છો માટે મનખો શફળ કરવો હોય તો તમારા લાયક વર નદી કીનારે આવ્યો છે હવે શાવળીંગાની દાશીએ પણ બધી વાત શાવળીંગાને કહી તે સાંભળીને શાવળીંગા વીચાર કરવા લાગી કે નક્કી સેહેવંત કુંવર આવ્યા હશે માટે [illegible] આવે તો ખબર કહાવું એવો વીચાર કરે છે અને કંકાવતી તે પોતાની દાશીને તથા કેટલીક સખીઓને લેઇને તે નદી ઉપર જઇ [illegible] સેહેવંતને બોલાવવાને [illegible]

ખરાં કરે છે પણ સદેવંત તેના ઉપર કાંઇ ધ્યાન રાખતો નથી તોપણ કનકાવતીએ બોલાવવા સારૂ પોતાનો મોતીનો હાર તોડીને મોતી બધાંને કાગડા ઉરાડવા લાગીને ચીરમાં કાંકરાં ભરીને પછાડે છે વળી નખ વતે ઠીપે ઠીપે ઘડા ભરવા લાગી પણ સદેવંત તેના સામુ જોતો નથી ત્યારે કનકાવતી બોલી.

દોહરો—નખવતે ઘડો મેં ભરયાને, વળી મોતીએ ઉરાડ્યા જોને કાગ; કાંકરે ચીર કુટી કુટીયુંને વળી તોયે નબોલે ઠગ.

એ રીતનું તેનું બોલવું સાંભળીને કુંવરે વિચારયુ કે મને ઠગ કહ્યો માટે હું ઉત્તર આપુ,

દોહરો—નથીરે શેહેર ગોરી માહરૂંને, કાંઈ નથીરે બોલ્યાનો લાગ, એવી વીમાસણ નાકરૂતો, કદી નાગે વિજોગરો તાગ.

હે સ્ત્રી હમણાં મારે બોલવાનો લાગ નથી ને અહીં મારૂ શેહેર નથી ને વળી ઝાલવા જાઉતો માગ વિજોગનો તાગ કદીના આવે એ રીતનું સદેવંતનું બોલવું સાંભળીને કનકાવતી મોહીત થઈને ખુબ કામાતુર થઈ તે વખતે નીમ લોપીલોકે વરૂતો આને બીજા બાધાને બાપ સદેવંત કહેછે કે ખિ એ વાત કરીશ નહી કેમકે તું રાજાની કુવરીછે તે તને કોઇ નહી કહે પણ મારૂતો માથું જાય. એવું સદેવંતનું વચન સાંભળીને કનકાવતી કહે તમારા સામી કોઇ આંખ ઊંચી કરેતો તેની આંખ ફોડાવું ને તમે મરોતો હું પણ જોડે મરૂં તેવારે કુંવર કહેછે તું કોણનેહું કોણ ને તારી સાથે મારે કાંઈ કામનથી તારે કનકાવતી કહે રાજા મારા જેવી નહી મળે માટે હાથમાં આવેલો હીરો ખોસો નહી એવું સાંભળી સદેવંત કહેછે.તારા જેવીતો મારે ઘેર ભુંડાઓછે એવી રીતે રાજા કહેછે પણ કનકાવતી ધારેછેકે એતો ગમે તેમ હોપણ મારેતો સારૂ બગાડવું જોઇએ એમ ધારીને કહેછે.

દોહરો—હું છુ તમારી નારીયાંને, તમે પ્રીતમ મારા સુજાણ, વ રેવું તો તમને વરવું નેકર મુકીશ મારા પ્રાણ.

હે રાજા તમારી સ્ત્રિ થઇ ચુકુછું માટે તમે વરસોતો ઠીકછે, નીકર હું મરીશ એ રીતે કહીને કનકાવતી પોતે પોતાના મહેલ માં ગઇ હવે શાવળીંગા માલણની વાટ જુએછે એવામાં માલણ આવી તેને શાવળીંગા કહેજે મારા પ્રાણ પ્રીય સદેવત રાજા નદી ઉપર આવ્યાછે માટે તેમની પાસે ઘોડોછે તે તારે ઘેર ઉતારજે પછી ખાવાનો વેશ લેવરાવી મહારા મોહોલે મોકલજે જ્યારે હું તેમને જોઇશ ત્યારે અન પાણી લેઇશ તેવારે માલણ પણ વખત જોઇને બોલી વાતતો ખરી પણ મને ખરચી પાણી તે સાંભળી શાવળીંગાએ શેઠની પેટીમાંથી પચાસ મોહરો કહાડીને આપી તે લેઇ ખુશી થઇને માલણ કનકાવતીને મેહેલે ફુલ આપવા ગઇ તેને કનકાવતી કહેજે મારા લાયક જેવો જોઇએ તેવો વર નદીને કીનારે આવ્યોછે તેને તેડી લાવીને મારી સાથે પરણાવીશ, તો તારો ગુણ નહી ભુલું એમ કહી એક હજાર રૂપિયાનો દાગીનો માલણને આપીઓ તે લેઇ કહેકે બાઇ કાંઇ ફીકર રાખશો નહી આજ હું તેજ કામ કરવાનીછું એમ કહી માલણ ઘેર આવી તેનો ધણી કહે રાંડ આટલી બધી વાર કેમ થઇ તે વારે માલણે પૈસા અને જેવર દેખાડયો એટલે માળી ખુશતો રાજી થઇ કહેજે હવે હું તને કદી કાંઇ નહી કહું ને હવે તારી નજરમાં આવેલો કોઇ હલકા નો ફુટયો અને ખીસાનો તર હોય તેની દોસ્તી કરીને આપ ણ ઘેર તેડી લાવજે પછી તેને ખાઇને ઓખુ કરીશું માળીની એવી ફેશર મળી તપી માલણ તે. તેજ વખત બેડું લઇને નદી ઉપર આવીને સદેવંતને જોઇ નખરાં કરવા લાગી સદેવંત વીચારેછે

આ બધું શામ આવું છેકે શું પણ જેના સારૂ આપણે આં

હીતાં આવ્યા છીએ તેનો મેળાપ કેમ થાય. જો ઘો ડો ના હો તતો હું એકલો ગામમાં ગએ ત્યાં ફરીને ખબર કહાડત એવી રીત નો વીચાર કરેછે એટમાં માલણ પાસે આવીને પુછેછે.

દોહરો—ક્યારે દેશલા તમે રાજવીને, વળી કિયારે તમારા ગામ શારે કારણ તમે આવીયારે, વળી શુંછે તમારે કામ.

હે મહારાજ તમે ક્યા દેશના રાજાછો ને આંહીયાં શાકામે આવવું પડયુંછે? માલણ ના વચન સાંભળી સદેવંત કહેછે.

દોહરો—નથીરે અમે રાજવીને; વળી છેટે અમારારે ગામ; આવ્યા છીએ પરદેશમારે, જુઠી ચાકર રહ્યાછુંરે કામ.

હે સ્ત્રિ અમે રાજા નથી પણ પરદેશમાં ચાકરી કરવા આવ્યા છીએ તે સાંભળી માલણ કહેછે.

દોહરો—ચાકર જોગ નથી સહીબાને, વળી શો શો નોકર તમારે હે, આવ્યાછો કુંજવતીને કારણેને, વળી અગત્ય વચનશું કહો

હે મહારાજ તમે ચાકર જોગ નથી ને તમે જે કારણે આવ્યા છો તે હું જાણુંછું આવા માલણના વચન સાંભળી સદેવંત ને આતરી થઇકે નક્ક એણે ઓળખ્યો પણ એનુ નામ એની પાસે દેવરાવું પેહેલું કહીશ તો પછી એ નહી હોય ત્યારે ફજેતી થશે માટે તેનેજ પુછું એમ કહી કહેછે.

દોહરો—કોણ નગરમાં રાજા રાજ કરે, અને કોની કોની દવાઇ ફરે; તારા શેહેરમાં સુખીયાં કોણ કોણ છે તે વાત મુજ આગળ કહે.

હે સ્ત્રિ આ નગરમાં કોણ રાજા રાજ્ય કરેછે ને કોની દવાઇ ફરેછે તારા શેહેરમાં સુખીયાં દુખીયાં કોણછે તે મને કહે. માલણ સદેવંતનું કહેવું શાંભળીને કહેછે.

સોરઠો—રાજા વીરભદ્ર રાજ કરે પુથુરાજની દવાઇ ફરે; એક દુખીયા રૂપાળાની નાર, તેના તમે લાગોછો અણસાર.

હે મહારાજ આ ગામમાં વીરમદ રાજા રાજ્ય કરેછે નેપૃથુરા જના દવાઇ કરેછે દુખીયારામાં એક રૂપાસા શેઠની સ્ત્રી શાવળીંગાછે ને તેના તમે પરમપ્રયછો. આવા માલણના વચન સાંભળી સદેવંત હશી પડયો ને કહેછે હવે તું મને તારે ઘેર લેઇજા પ્રથમ તો મારા મનમાં એવું આવ્યુ હતુ કે હમણાં એક આવીતી તેજ તું હઇશ પણ હવેથી તને મારી બેન ગણીસ.

સોહલો—તુંને આજથી મારી બેહેન જાણું, ને તારા સાસરીયામાં વડઈ કરૂં: નવું પેહેરાવુ દક્ષણનું ચીર; કરી લે મને વાલેશરી વીર.

માલણ સદેવંતને કહે છે મારે તો ચીર જોઇતું નથી પણ એક વચન આપે ત્યારે સદેવંતે વચન આપ્યું માલણ કહે કે જે હમણાં સ્ત્રી આવી હતી તેને તમારે પરણવી પડશે. સદેવંત કહે એ વાત કરવી નહી. માલણ કહે ત્યારે તમે સાચાએલા નથી. સદેવંત કહે એક વખત મને શાવળીંગા મળે તે પછી એને પરણીશ માલણ કહે તમે ગંમે ત્યારે પરણજો પણ એને પરણશો તો તમારૂ કામ થશે કેમકે એ રાજાની કુંવરી છે ને તમે તેની સાથે જશો તોજ શાવળીંગા મળશે નહીતો માહારાજન તમારી ને શાવળીંગાની વસે કરશે પછી માલણ સદેવંતને લેઇ

આગાડી ને રાજા પછાડી એવી રીતે ઘેર આવે છે ત્યારે પોળના લોકે સદેવંતને પુછેછે કે ભાઇ તમે કોણ છો ત્યારે સદેવંત તેમને જવાબ દેછે.

સોહલો—અમે જાતના સોદાગર છીએ, આ બાઈના પીયરમાં રહીએ; માટે એને કુળ ચાહાળજાછે,ને તે માટે મને ભાઇ ભાઇ કહે

સદેવંત આવી રીતે તે લોકોને જવાબ આપતો માલણની પછાડી તેને ઘેર ગયો; માલણે નાહાવા સારૂં ઉનું પાણી

ફરી નવરાવ્યા ને રસોઈતઈઆર કરાવી કહ્યું કે મહારાજ જમવા ચાલો ત્યારે સહદેવંત કહે કે હું તો તેને નજરે જોઈશ ત્યારે અનપાણી લેઈશ નહીંતો લેનાર નહી.બ્રાહ્મણ કહે કે મહારાજ તમે જમોતો ખરા એને તો જોગી થશો ત્યારે દેખશો, પછી સહદેવંત કહે જોગી થઈ એને જોઈ આવું પછી જમીશ બ્રાહ્મણ કહે એમ કરો પછી સહદેવંતે પોતાના શરીર ઉપર ભભૂત ચડાવી દીધી ને માથાના વાળ છુટા મુકી હાથમાં જોળીઝંડો લેઈ પોતે અદભુત બની તઈયાર થયા પછી બ્રાહ્મણ કહે છે કે તમે તેના મેહેલ આગળ બે ઘડીક રથી જજો કોઈ તમને રોકશે નહી કેમકે તમારે સારૂ તો એ સદાવરત આપવાનું માંડી બેઠી છે બ્રાહ્મણનું વચન સાંભળી પોતે સેહેર ભણી ચાલ્યા,

ચોપાઈ—છુટે કેસે સેઈ, નગરમાં ચાલીયા, ભભુત ગોળા હાથ બાજે નાદે ઝાલીયા, અદભુતવાળા અતીત, નગરમાં ચાલીયા, સારા સેહેરમાં લોક, ચાકરે ચડાવીયા.

જ્યારે સહદેવંત આવા રૂપથી શાવળીંગા ના મેહેલ આગળ આવેરીયા ચોકમાં જઈ અલેખ જગાવ્યો અને સહદેવંતનો અવાજ સાંભળી શાવળીંગા વીચાર કરે છે.

ચોપાઈ—એતો મારો શ્યામ તેતો નીસચે કરી જાણીએ, આવોને કરીએ એકાંત, સાકરો તો પંખીએ.

જ્યાં શાવળીંગા જરૂએ આવી જુએ છે તો સહદેવંત દીઠો, પછી ખુશી થઈ રાજાને કહે છે.

દોહરો પગરે પ્રમાણે પેહેરી ચાખડીને, રાજા છુટારે મેલ્યા જેને કેશ; સુણસુણ રાય સહદેવંતારે, તેંતો બન્યો બન્નેકો વેશ.

હે મહારાજ તમે મારા કહ્યા પ્રમાણે બરોબર જોગીનો વેશ બન્યો છે પછી સહદેવંત શાવળીંગાને શણગાર સજેલા જોઈ કહે છે.

દોહરો--મારે રૂપ જોને આગળીરે, તારા તનમંરે નથી ટેક;
સુણ સુણ રાણી શાવળીંઆરે, તેં તો ભલો બગાડયો મારો ભેખ

ચોપાઈ--સજ્યા છે શોળ શણગાર, વળી પાડયાં છે પટીયાં;
જોયાં પ્રીતોના પરિયાણ, છુટી હોય લટીયાં,

હે સ્ત્રી તેં તો મારા ભેખને એબ લગાડી, કેમકે જો મેં જોગનો વેશ લીધો તો તારે મારી માફક દીલગીરીમાં રહેવું જોઈતું હતું પણ તેં તો શણગાર સજીને વળી પટીયાં પાડયાં છે માટે જો સાચી પ્રીત હોય તો છુટાં રાખવા જોઇએ. આવા સદેવંતના વચન સાંભળીને શાવળીંગા કહે છે.

ચોપાઈ—સજ્યા છે મેં લોક લાજને કાજ, પાડયાં છે પટીયાં;
હઈયામાં ઝાઝી છે હામ, છુટાં છે લટીયાં.

હે મહારાજ મેં તો ઉપરથી લોકોને દેખાડવા સારૂ શણગાર સજ્યો છે ને પટીયાં પાડયાં છે પણ મારા હઈયામાં તો છુટે લાંજ છે એવી વાત કરે છે એટલામાં એની નણંદ લીલાવતી આવીને કહેછે કે જમવાની વખત થઇછે ને તમે કેમ બેશી રહ્યા છો. શાવળીંગા લીલાવતીને જોઇ મનમાં ( વળી આ પાપ કયાંથી આવ્યું ) હવે રાજા સાથે વાત થશે નહી ને વરસાદ આવવા માંડયો માટે તેને લાટ આપવાનું બાનું કરી હેઠે જઇ વાત કરી આવું એવું ધારી નણંદને કહે છે.

સોહલો—મેહુલા વરસે ઝળી ધાર, બેઠો જોગી ઉભા છે દ્વાર, બાળો જોગી બહાર ભીંજે, ને કહો તો બા અમ ભીક્ષા દીજે

હે બાઈ આ જોગી બહાર પલળે છે તેને કહો તો ભીક્ષા આપી આવું, લીલાવંતી જોગીનું નામ સાંભળી ઝરૂખે જુવે છે તો કોઇ મહાતેજસ્વી રાજ્યઅશ જેવો દીઠો.

કવીત—તારેકી જોતમા ચંદ છુપે નહી, રવી છુપે નહી બાદલ

છાય; રાડ પડે રજપુત છુપે નહી, દાતા છુપે નહી ઘેર મ ગન આવ્યા; ચંચલ નારીકો નેન છુપે નહી, પ્રીત છુપે નહી પી ઠ દેખાયા; કવીગંગ કહે સુણુ શહ અકબર, કરમ છુપે નભભુત લગાયા

પછી લીલાવંતીએ મનમાં ઓળખ્યો કે મને એના પીપરમાં ધકો મારો હતો એવો છે એવું ધારી રોશ કરી શાવ ળીંગાને કહે છે.

સોહલો—બાળો નથી એ છે બાવનવીર, ને ઉતારે વહુ એ ત મારા ચોર; જોને બન્યો છે દોલ લાંઠ; ને એવા તો લંગોટ ફરે સોને સાઠ

હે ભાભી તમે તો જાણતાં હશો કે રોક જોગી છે પણ એતો કોઇ ઠગ છે. શાવળીંગા કહે આપણે શું ગમે તે હોય આપણે તો તેને અભ્યાગત જાણીને આપવું છે એવું સાંભળી લીલાવં તીને રીશ ચડીને સિપાઈને બોલાવીને કહ્યું કે આ જોગીને મારી કહાડો ને હવેથી કોઇ પણ ભીખારીને અંદર આવવા દેશો ન- હી. પછી શીપાઇએ સદેવંતને ધકા મારીને કહાડયો. હવે સદેવં- ત શાવળીંગાના ઉપર ક્રોધ કરીને કહે છે કે રાંડે મને ધકા મ રાવ્યા. પછી માલણની પાશે જઈ બધી હકીકત કહી માલણ ક હે કે બાઇ તું જમી લે ને હું એની પાશે જઈ તને કાલે મળે એવો બંદોબસ્ત કરી આપીશ, પછી સદેવતે ખાધુ હવે માલણ ફુલ લેઈ શાવળીંગાના મેહેલે ગઇ. શાવળીંગાએ માલણને જોઇ તેના ખોળામાં માથું મુકી ધ્રુશકે રોવા બેઠી. અને કહ્યું કે મા રી નણંદે એને કાહાડી મુકાવ્યા અને શીપાઇને હુકમ કરો કે હવેથી કોઇ ભીખારીને પેસવા દેવા નહી માલણ કહે તું શીદને ચીંતા કરે છે એવાતો સો ઉપાય કરી તારા સાહેબ મોકલશ શાવળીંગા કહે એ વાત ખરી પણ મેં શહને સાત દીવસનો વા યદો કરો હતો તે સાત દીવસ આજ પુરા થયા માટે કેમ કરવું.

હવેતો કાંઈ ઉપાય આજ નહીતો મરવું પડશે તે સાંભળી માલણ કહે તું એમ કરજે કે શેઠ તારી પાસે આવે તે વારે કહેજે કે મ સાત દીવસનો નીયમ લીધો હતો પણ હવે મારી આટલી હુંશ પુરી કરો કે આપણે બાગમાં ઉજાણી જઈએ ત્યાં સોટકાંબાજી ર મીજમીને ઘેર આવ્યા પછી તમે કહેશો તેમ કરીશું. પછી શે ઠને કેફ ખવરાવીને બાગમાં સુનો મુકીને હું અને સદેવંત બા- ગની પાછળ બેશીશું તે પછી તું મારી પાસે આવજે એટલે સ રવે ઉપાય કરીશું. હવે માલણના કહ્યા પ્રમાણે શાવળીંગાએ શેઠ ને કહ્યું પછી શેઠે પણ મોહને લીધે હા કીધી, બીજે દીવસે શેઠ, એક બે ચાકર અને શાવળીંગાને સાથે લેઈને બાગમાં ગયાછે હવે રશોઇઆ રસોઈ કરે છે ને શેઠ તથા શાવળીંગા બાજી એલે છે તેમાં શાવળીંગા દોહરા બોલતી જાય છે ને સદેવંત બાગની પાછળ બેઠો છે તે સાંભળે છે.

દોહરો—સાવધાન થઈ સાંભળે ને, બેઠા બેઠા બહાર; તમ કારણ એ આદરૂં ને, પડ પાસા પોબાર.

ચોપાઇ—સાંભળ મારૂં વેણ, તું મનમાં સાચું ધાર. જેમ બ ને તેમ જલદી કરો ને; પડ પાસા પોબાર.

તે સાંભળી શાવળીંગા કહે છે.

દોહરો—હવે ઉતાવળ મત કરો, ને ઝાઝી નથી કાંઈ વાર; દઈ વજોગે ભેગા થશે, ને પડ પાસા પોબાર.

તે સાંભળી સદેવંત કહે છે.

દોહરો-દેહરૂં દેઠું દેવનુંને; દરશન કરવા રે જાય; દરશન તો પ રસત નહી ને, પડ પાસા પોબાર.

દોહરો—હંશ ગયો સંભારાવીયે, ને વળી અમરીત દીઠું સાર, દેઠું પણ આવ્યું નહી ને પડ પાસા પોબાર.

એવી રીતનું બનેનું સામસામુ બોલવું સાંભળીને શેઠ કહે છે એ કોણ બોલે છે? એટલે શાવળીંગા કહે છે કે આ બાગનો દેવ છે તે અદૃષ્ટ થઈને બોલે છે. પણ તે આપણને વીઘન કરશે પણ તમે કાંઇ ડરશો નહી લ્યો આ ગોળી મારી પાસે છે તે ખાઓ એટલે કાંઇ બીક લાગશે નહી. આ ગોળી મારા બાપે ઘેરથી એક વીદ્યાના બળવાન પાસેથી મંગાવીને રાખ્યું તે ખાય તો કોઈ ભુત પલીતથી બીહે નહી એમ કહીને માલણની આપેલી કેફની ગોળી આપી તે શેઠે ખાધી એટલે થોડીવારમાં બેભાન થઈને ઉંઘવા લાગ્યો. પછી શાવળીંગા દીશાએ જવાનું બાનું કરીને સદેવંત પાસે ગઈ ને શેઠ તો પડી રહયો. પછી સદેવંતને શાવળીંગા અને માલણ તે રાજાની કુંવરી કનકાવતી પાસે તેડી ગઈ રાજાને આવતો જોઈને શાવળીંગાને અને રાજાને પલંગ ઉપર બેસાર્યાં પછી ત્રણેજણ વાતો કરવા લાગ્યાં. હવે સદેવંતની હુંશીયારી જોવાને કનકાવતી સમશાઓ પુછે છે.

દોહરો—સોંઘામાં સોંઘુ શું ને રાજા વહાલામાં હોય; દેખ તાય દેખતો કીયોને, રાજા અંધામાં અંધ જોને કોય. વૃધમાં શુ હ સવાપણુંને, વાજા કીયા ગાયનમાં ગુણ; અતી સુખ શેમાં રહ્યુંને વળી સુખે સુવેરે નહી કુણ.

તે સાંભળી સદેવંત કનકાવતીને ઉતર આપે છે.

દોહરો—રાજા કહે રાણી રંગીલી સાંભળોને, વળી પુછ્યા તેનોરે જાર; અકલ તણીરે કાંઇ એવડોરે રાણી રાખજો મારો તમ ભાર સોંઘું જે મફત મળેને, વળી જીવથી વહલું નહી કોય; સાની આ ન દેખતાને, વળી અગ્નાની અંધજ હોય, હરાવી વરધની વરણ્યું જીને ને વળી ગુણ હરી ગાયન માંહ્ય; સુખ અતી સંતોષમાં ને, વળી ફીકરજુથી સુખે કે સુવાય.

હે રાણી તમે પુછયું તેનો આ જવાબ તે સાંભળી કનકાવતી ફરી પુછેછે ને સદેવંત તેનો ઉત્તર આપે છે.

દોહરો—ગાય વીહાણી ગાંદરેમે, રાજા વાછડું વાડારે માંય; દોના રી જુણ પારણેને, તેનાં છોરૂડાં લશ્કરમાંય. (સદેવંત)—શુરો રણસંગ્રામે ચડેને, વળી શસ્ત્ર તે બાંધે સાર; બંદુક ગોળી જામ ગીરીરે, રાણી પુછવાનો તેતો પાર. (કનકાવતી)—પડીપડી પણ ભાગી નહીંને વળી કડકા થયા બે ચાર; વગરે પાંખે ઉડી ગઈ ને રાજા તેનો કરોમે વીચાર. (સદેવંત)—ભોગી પુરૂષને ભાવતી ને, બુંડી જગત વીશ્રામ જેહ; સુર્ય પછી ચંદ્ર ભોગવેરે, રાણી રાત કહી તમેં તેહ. (કનકાવતી)—લંક જરેણ શીત'હરણ રાજા નહીરે બાંધપતી રાય; જેસ કારણ ફેરવ હરમાને, તમે મુલવી મંગાવો મારા નાથ. (સદેવંત)-સહુથી સરસ વખણાય છે, રાણી મલકાવરી બજ હીર; સણી પુછો પ્રેમથીરે, એતો કામની ઓઢણ ચીર. (કનકાવતી)—અગ કાળુને દાંત ઊજળા, ને વળી ચાલે ઘીમર ચાલ; સાસુ વહુને દીકરીરે, એમાં ત્રણેનો એક ભર થાર. (સદેવંત—સોળ સજે કામનીને, તેમાં રૂડેરો એ શણગાર-ગજદંત ચુડો દીપતોરે, તે કામની કરે શોભે સાર. (કનકાવતી)-શોધી જેવડું સારંગડું, તજનો ત્રીજો ભાગ; એ સારંગડે બે રતના જડમાં એક ધરતી ને બીજું આભ. (સદેવંત)—આંખની કીકી.-(કનકાવતી કહે છે) નગરમાં નાગી ફરે, વનમાં પેહેરે ચીર; તે તમે બાવજો. મળી સગી નણંદના વીર. (સદેવંત)—સોપારી.

હે રાણી પુછવાની ઈચ્છા હોયતો પુછો કનકાવતી રાજાનું વચન સાંભળી ખુશી થઈ અને વહાણનું પહોર થયું એટલે પોતાના પીતાની પાસે જઈ કહેછે કે હે પીતા જે હું જળદેવતીને ઇચ્છા વરવાને રોજ ગાગર બેડાયા પુજતી હતી તેથી મને મારા

મરજી પ્રમાણે વર મળ્યોછે. વીરમદે રાજા કહેછે કે કોણછે? કનં
કાવતી કહે રાજા શાળીવાનનો કુંવર સદેવંત આપણા નગરમાં
આવ્યોછે રાજા કહે અહીંયાં તેને એકલો આવવાનું શું કારણછે?
તેના શેહેરમાં નગર શેઠની કુંવરી શાવળીંગા કરીને આપણા મા
મના રૂપાશા શેઠ પરણીને લાવ્યા કહેછે પણ તે પરણી . થી કુ
મકે તે કુંવારી હતી તે વખતથી સદેવંતને વરી ચુકી હતી તેથી
કપટથી એક દાશી સાથે પરણાવ્યો હતો પણ ત્યાર પછી સદેવંત
ને ને તેને મેળાપ થયો નહી તેથી તેને રૂપાસા અંહી લાવ્યા હતા
પણ હાલમાં તે સદેવંત પાસે આવીછે ને આપણા મેહેલમાં તેમ
ને મેં બેસારયાછે માટે મને પણ તેમની સાથે પરણાવો હું પણ
મનથી સાથે સદેવંતને વરી ચુકીછું પછી રાજાએ તે વાત કબુલ
કરી પણ સાવળીંગા પરણી નથી તે વાતની ખાતરી કરવાને રૂપા
શા શેઠને બોલાવીને પુછ્યું ત્યારેતો કહેછે હું પરણીછું શાવળીંગા
કહે દાશીને નાં પરણ્યા હોયતો દેવજી ગોરને બોલાવો ને પુછો તે
બધુ કહેશે પછી રાજાએ શેઠને કહ્યું કે કેમ કરવુંછે શેઠે વિચારયુ
કે જેનું દાન મારા ઉપર બીલકુલ નથી તેમ છતાં ઘેર આ
વવાની નથી ને જબર જસ્તીથી તેડી જઇશતો આખર માતની
નીવાનીછે જોને એકવારતો કેદ ખવરાવીને ગયતે બીજે ફેહાડે
માલુમ પડી માટે જવાદે વળી બીજી પરણીશું એમ ધારી શેઠ
કહે એની ખુશીમાં આવે તેમ કરે તેમાં મારી કાંઇ અડચણ ન
થી એમ કહેવાથી રાજાએ જાણ્યું કે આ કુંવારીજછે પછી રાજા
એ પોતાની કનકાવતી કુંવરીને તથા શાવળીંગા બનેને મોટા ઓ
છવ કરીને પરણાવી. પછી રાજાએ એક મેહેલ તેમને રહેવા સા
રૂ જુદો આપ્યો તે માંહે બંને સ્ત્રિઓની સાથે સદેવંત ખુબ રં
ગભોગ કરતાં કેટલાએક દીવસ થયા પછી શાવળીંગા કહે હે સ્વા

મી આપણુ હવેનો આપણા સેહેરમાં જઈએ તો ઠીક એવું ક્યાં બાદ સદેવંત રાજા વીરમદેની પાસે રજા માગીકે હવે અમને અમારે દેશ વીદાય કરો. પછી રાજાએ તેમને ઘોડા, હાથી ગાડી ઓ વીગેરે કેટલુએક ધન આપીને વીદાય કરયાં તેવખતે જાચ ક ભાટ વીગેરે લોકો દાન લેવાને સદેવંતની પાસે આવ્યાછે તે તરેહ તરેહના સવૈયા તથા છપા અને નકતા બોલીને સદેવંતને ખુશી કરેછે તે નીચે મુજબઃ—

કુંડળીઆ.

કહે દીનદરવેશ, હુકમ બીન પાંદ ન અલંદા.
કરણહાર કીરતાર, તુંહીં કયા દરેલી બંદા.
બંદા બાજી જુઠહે, મત સરચી કરમાન
કહાં બીરબલ ગંગહે, કહાં અકબરખાન,
કહાં અકબરખાન, બહુકી રહે બડાઈ;
ફતે સંગત દે, કદી ઉઠ ચલના બાઈ.
બંદા બહોત ન ફુલીએ, ખુદા ખમેગા નહી;
જોર જુલમ ન કીજીએ, મરત લોકકે માંહી.
મરત લોકકે માંહી, તુજરબા તુરત બતાવે;
જે નર કરે ગુમાન, તેહી નર ખતા ખાવે.
કહે દીનદરવેશ, સમજલે ગાફલ ગંદા;
ખુદા ખમેગા નહી બહોત મત ફુલીએ બંદા.
કલજુગ અંધે રાજપમ, આયો અંધારો પોર;
ચોર કરે કોટવાલકુ, ઉલટા દંડે ચોર.
ઉલટા દંડે ચોર, જોર કોટવાલ ન ચાલે;
શાખા જીર વજીર લાંચ લેઇ અન્યા બોલે.
કહે દીનદરવેશ, ધરમકો રહેન પાયો,

ગરીબ મારયો જાય, રાજય કલજુગકા આયો.

પચઇકે શેહેરમે, પાતરે કરી દુકાન;
તેને જલાયા ગાંડકા, કછુ ન પામી માન.
પાતર હાલમે ખુબ હોઇ,
એ ભડવેકે શેહેરમાં, નીરત અપની ખોઇ.
કહે દીનદરવેશ, ભિખ બવઇયાકા;
તું ના સમજી નાર શેહેરહે પવઇયાકા.

દોહરા.

પુરૂષ—સુખ કારણ સાયર તજે, અગર બંબકા હેત;
લટકત પણ પહોંચત નહી, ખબક ખબક જીવ લેત.
સ્ત્રી—રહો રહો મે તી છીપકે, તું કયું ડરતા હીર;
જીસકે દરપત જો રખે, જીસકે સાતસો મનકા તીર.
હાથીને—ને કહેછે દહીસર તેરે શીર ખરી, રજ કહાકન શુંર;
તીન લો થાપન કરે, તું કયુ ડારેત ધુર.
જવાબ—દહીશર તો સરપણ ભયા, દંત બાજ કીયો સુડ.
ગજ ચાલ લે ગઇ પદમણી, શીરપર ડારત ધુર.
દુર પટકું મેરી આંખકુ, કરમ કરે હો જાવ,
કયા કરે વેરી નેણકું, મુન પહેલા મીલ જાય.
નેણ તું હોશે પાપીઆ, થાય રૂદનકો વાસ;
જેતી દેખત સખીયાં, તેશું બાંધત આશ.
નેણ પદારથ નેણરસ, નેણેનેણ મીલંત;
અજાણી પ્રિતડી, પહેલાં નેણ કરંત.
નેણ મારે તો નેહ કરો, નાતો તારાં નેણ નીવાર;
મેં હરણ તું પારધી, મને બોત બાણ, મત માર.
કવીત—કાજળકી કાની રેખ, દાંતુમે બીરાજે મેખ;

દેવરકુ ધાઈએ.

ચલતી ગજકી ચાલ. મૃગાનેની ઝાલમાલ;
કેસર ગુલાલ, ફુલ પુજનકું આઈહે
ચંદ્રજળ પેહેરે ચીર, નીલજાતા દીધ નીર;
એસીતો સરૂપ, રૂપ રંભાહુલી આઈહે
કેતહેં ફનકદીન ફાકીલાથે બોલ બોલ;
હમસુ નહી બોલે તાબી રામકી દુવાઈહે.

કવીત—કુપાત્રકી પ્રિત કેથી, બાત બીન સત જેથી;
મહોબત માન દેથી, વાંકું ચીન્હ જાણીએ,
મુછ બીન મરદ કેસો. સુરત બીન નાર જેસો,
ફોજ બીન તોપ કેસો, હોદાબીન હુસન જેસો;
દોલતબીન દાન દેવે વાકુ દેવ કરી માનીએ.
કેતહેફકીરદીન માનસકો તોલએકબોલમાં પીછાણીએ.

ઘનાક્ષરી-સવઇય.

દેશ દીયે શીર શોભકે કારણ, નેણ દીએ જુગ દેખનકુ;
કાન દીયે કુછ બાત સુનાવત, નાક દીયા કુછ બાસનકુ.
હાથ દીયે કુછ દાનકે કારણ, પાઊ દીયે પંથ ચાલનકુ;
કવી ગંગ કહે સુણ શાહ અકબર, પેટ દીયા પત ખોવનકું. ૧,
ભુખ કુલીન કરે અકુલી નર, ભુખ ઘરો ઘર ભીખ મંગાવે;
નીચકી ચાકરી ભુખ કરાવે, નીરમલ વંશકુ મેલ લગાવે;
ભુખ ભમાવે વીદેસ વીપદમાં, દીન દુખી સમજીદપ કહાવે;
કવીગંગકહેભુખસમ નહી દુખ, પાપણી ભુખ અભક્ષ કરાવે. ૨
જોગીયા શીંગી કલંદર તાપસ, એહી રંગ રેખ મારે કછોટી
પીર મુદર મુંસાફર જંગમ, શેખનાદી મગ માટતી ગાટી.
જોગી જાપ જપે નીરંતર, પકી કીરત હે જગમેં મોટી;

સોડોડે ઉમ દાસનીરતર, ગેગીઆના સગીઆતડે ઓઠી ૩

હવે જે જાચક તથા ભાટ વગેરે જે લોકો દાન લેવા આવ્યા હતા તે લોકોએ ઉપર લખેલા દોહરાને છપા વગેરે ગાઇ સંભળાવી સદેવંતને ખુશી કરયા તેથી સદેવંતે તેમને રૂપીયા ખુબ વગેરે દાન આપ્યું પછી પોતાને ઘેર જવાને તેણે રથ ચાલતો કરયો તેમાં બે સ્ત્રિઓ કનકાવતીને શાવળીંગા તથા સદેવંત એ ત્રણે એક રથમાં બેઠા અને બીજા સ્વારો હાથી તથા ઘોડા તથા ગાડીઓમાં બેશીને ત્રીજે દીવશે સદેવંત પોતાના બાપના ગામની ભાગોળે આવીને પોતાના બાપને સરવે હકીકત સાથે ખબર કહાવી, પછી થોડો ગુસ્શે થઇ વીચાર કરયો કે મારે એકજ કુંવર છે માટે તેની મરજી પ્રમાણે ચાલવું. એમ ધારી પોતે સદેવંત સામા ગયાને પોતાને મહેલે તેડી લાવીને સદેવંતની માતાએ બે સ્રીઓને તથા સદેવંતને કરખ ભેર પોંખી લીધા.

ચોપાઇ-ઘીંગી વાગ્યા ઢોલ, શેહર પોતાને આવીયાં; આવ્યાં મહેલની માંહ, મોતીડે વધાવિયાં. ગરીબ ગરબાનાં દોષ દુઃખ સરવેનાં કાપીયાં; સરવે રાણી શીરમોડ; શાવળીંગા પાટોધર થાપીયા ચડથડ થડકે કોય; કવિશ્વર કહી ગયા; શાબાંધી શાલીવાન, નામ તો અમર રહીગયાં.

દોહરો.

આજ જન્મની વાત આ, વાંચો સ્નેહ સહીત;
પણ સુનીતિને વશ રહે, તે પુરો પંડીત.

સમાપ્ત

